# આનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાહડયા; સી. આઈ. ઈ. નું મરણ-

## તેમનું જન્મ ચરીત્ર.

યજદેજરદી સને ૧૨૭૦ નાં ઝોરાસટરીઅન કાલેંડર ઉપરથી ઉપજાવેલું

તથા

મુંબઈનાં, દેશાવરોનાં, અને ઈગલંડનાં વરતમાંન પત્રોએ ઉચારેલાં મતોનો સંગ્રહ.

છાપી પ્રગટ કરનાર

મનચેરજી હોશંગજી જાગોશ—વરતમાન પ્રેસના માલેક.

મુંબઈ

ચરનીવાડી નંબર-૧૪૧ વાલાં મકાંનમાં

મુંબઈ વરતમાન છાપાખાનામાં છાપ્યું.

યજદેજરદી સને ૧૨૭૦

ઈસવી સને ૧૯૦૧

કીંમત રૂ૦॥.

# અર્પણ પત્ર.

મરહુમ શેઠ નાનાભાઈ ધનજીભાઇ બનાજી જે. પી.

જેવણ

પારસી કોમનાં તથા બીજાં જાહેર ઉપયોગી ધરમનાં કામોમાં ઘણો

આગેવાન ભાગ બજાવતા હતા અને જેવણની ખુબીઓનો પમરાત

તેવણનાં મરણ બાદ વધુ પંથરાયો છે,

જેવણ

મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાહડીઆ સી. આઈ. ઇ. ના

એક અંગત દોસ્ત અને ઘાડો સંબંધ ધરાવનાર હતા તથા એવણનાં

અનેક ભલાં કામોના મદદગાર જેવા હતા

તેવણનાં અશો રૂહને

આ નાહની કેતાબ એક ભલી યાદ તરીકે

અર્પણ કરી છે.

કર્ત્તા.

| જન્મ. | મરણ. |
|---|---|
| ૮-૨-૧૨૧૨ યજદેજરદી. | ૧૯-૪-૧૨૭૦ યજદેજરદી. |
| ૫-૧૧-૧૮૪૨ ઇસ્વી. | ૧-૧-૧૯૦૧ ઇસ્વી. |

# ખુલાસો.



મરહુમ આનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાહડયા સી. આઈ. ઈ., જેવો પારસી કોમના એક નામીચા માનવંત અકાબર અને મુંબઈનાં એક માંનીતા અને જાંણીતા ગ્રહસ્થ થઈ ગયા છે, કે જેમની જીંદગીનાં બનાવો ઘણુા જાણુવા જોગ છે, તેમનું ટુક જનમ ચરીત્રનું વૃતાંત તેમના ઘણુાક દોસ્ત આશનાઓ અને ઓલખીતાઓની ખાહેશ ઉપરથી આ નાહાની કેતાબમાં મરહુમ વાહાડયાજીની એક સુંદર શબી શાથે છાપી પ્રગટ કરયું છે; જે આશાછે જે શરવેને પશંદ પડતું થઈ પડયા વના રેહશે નહી. આ જગોએ જણુાવાની જરૂર છે કે આ ચોપડીમાં જે અતરેના અને દેશાવરો વીગરેના વરતમાન પત્રોનાં મતોનો અછો સંગ્રહ સમાવામાં આવ્યો છે, તે અતરેના એક જવાંન ઉમંગી ગ્રહસ્થ શેઠ શોરાબજી નાનાભાઈ ધનજીભાઈ બનાજીની ઉલટ ભરી કોશેશનું પરીનામ છે. તેવો શાહેબે ઘણી મેહનતે પોતા શોડે કરી રાખેલો શાંમટો સંગ્રહ ખુશીથી આ ચોપડીમાં દાખલ કરવાને આપવાથી તેમનો મોટો ઉપકાર શમજીએ છૈયે.

બીજું એ કે મરહુમ વાહડયાજીનાં જનમ ચરીત્રમાં આવેલી વીગતો ઉપરાંત પાછલથી બીજી વીગત એ જણુાઈ છે કે :—

મરહુમ વાડીયાજીએ રૂ૫૦૦૦) પોતાની હાપીશોના કલાર્કોમાં અને રૂ૫૦૦૦) ઘેરના નોકરોમાં વેંહેચવા પોતાના વીલમાં જણુાવ્યું હતું—જે પ્રમાણે કરવામાં આવ્યું છે. વલી પોતાનું મરણુ નીપજતાં જમીનમાં ડતાવા માટે પોતાની નામરજી અને દલગીરી જણુાવી હતી અને પોતાની કોફીન માટે ખાસ પલાન બનાવ્યો હતો કે જેની અંદર જીંકના પતરાંની ગોઠવણુ કરાવી હતી, તે દેખાડે છે કે ધરમ તરફ એવોનો કેવો પ્યાર હતો.

## ઑનરેબલ શેઠ નવરોજી નસરવાંનજી વાહડયા.—
## સી. આઈ. ઈ.,—ઊમર વરસ ૫૦.



જનમ્યા—રોજ ૮ મો માહા ૧૨ મો શેહેનશાહી સને ૧૨૧૮ યજદેજરદી, તા૦ ૩૦ મી આગસ્ટ સને ૧૮૪૯ ને વાર ગુરૂ.

ગુજરયા—રોજ ૬ ઠો માહા ૪ ઠો શેહેનશાહી સને ૧૨૬૯ યજદેજરદી, તા૦ ૧૯ મી ડીસેમબર શને ૧૮૯૯ ને વાર મંગલ.

# આનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વાહડયા, સી૦ આઈ૦ ઈ૦, નું મરણ—તેવણનું જનમ ચરીત્ર.

મુંબઈના જાણીતા પારસી શેઠીયા અને પારસી કોમના એક આગેવાન અકાબર આનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વાહડયા સી૦ આઈ૦ ઈ૦, સી૦ એમ૦ આઈ૦ ઈ૦, એમ૦ આઈ૦ એમ૦ ઈ૦, એફ૦ એસ૦ એ૦ રોજ ૬ઠો માહા ૪થો શેહેનશાહી સને ૧૨૬૯ યજદેજરદીને દીને ઇંગલંડના બોરનમાઉથ ખાતે મરણ પામવાના સમાચાર બીજે દીને તારના સંદેશા મારફતે મુંબઈમાં મળતાંજ મુંબઈની પારસી કોમમાં ભારે દલગીરી ફેલાઇ હતી. મરહુમ શેઠ નવરોજજી પોતાના મરણની ૧૨ માસ અગાઉ પોતાની તબીયતના (હારટ ડીસીસના) સુધારા અરથે ઇંગલંડ ગયા હતા, જ્યાં કાબેલ તબીબોની કેટલાક માસની સારવાર પછી તેવણની તબીયતમાં કેટલોક સુધારો થયો હતો. પણ પાછળથી તેવણની તબીયતમાં બીગાડો થવાથી તેવણે મુંબઇ આવવાનો ઈરાદો રાખયો હતો, પણ એ ઇરાદો અમલમાં મેળાય તે અગાઉ તેવણ ઈંગલંડના બોરનમાઉથ ખાંતે કમનસીબે બેહસ્તનશીન થયા છે. મરહુમ શેઠ નવરોજજી વાહડયા પોતાની ૫૦ વરસની ટુંક જીંદગી ઉપીયોગી કામો કરવામાં ગુજારીને, પોતાના ખેશીઓ તથા મીતરોના ભારે ખેદ વચે આ ફાની જેહાંનમાંથી કુચ કરી ગયા છે.

મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાહડયા રોજ ૮મો માહા ૧૨મો શેનશાહી શને ૧૨૧૮ યજદેજરદી; તા૦ ૩૦મી આગસ્ટ ૧૮૪૯ને દીને મુંબઈમાં જનમયા હતા. તેવણ લવજી વાહડયાના જાણીતાં ખાનદાનના એક નબીરા હતા, અને એ ખાનદાનની સાતમી પેહેડીએ ઉતરેલા હતા. મરહુમ શેઠ લવજી વાહડયા વાહાંણો બાંધવાના હુનરમાં અતીશય કુશળ હોવાથી નામદાર મુંબઈ સરકારે તેવણને મુંબઈની સરકારી ગોદીના માસતર બીલ્ડર તરીકે નેમયા હતા, જે ઓધો તેવણના મરણ બાદ તેવણના વડા બેટા મી૦ માણેકજીએ ૧૮ વરસ સુધી ભોગવ્યો હતો. મી૦ માણેકજીના મરણ બાદ તેવણના ચોથા દીકરા મી૦ રૂશતમજીને મુંબઇની સરકારી ગોદીમાં મદદનીશ માસતર બીલ્ડરનો ઓધો મળયો હતો. મી૦ રૂશતમજીના મરણ બાદ તેવણના વડા દીકરા મી૦ ખરશેદજી રૂશતમજી વાહડયા સરકારી ગોદીના વડા માસતર બીલડર નેમાયા હતા, જે ઓધો તેવણે વરસો સુધી ભોગવીને મોટી કીરતી મેળવી હતી. મી૦ ખરશેદજીના એક પુરા બેટા મી૦ અરદેશર ખરશેદજી વાહડયા ઈજનેરી કળામાં ઘણા પુરવીણ હતા. અને લાંબી મુદત સુધી તેવણે અતરેની સરકારી ગોદીમાં વડા ઈજનેરનો ઓધો ભોગવ્યો હતો, અને ૧૮૭૭ના વરસમાં તેવણ ઈંગલંડમાં મરણ પામયા હતા. તેવણના બે બેટાઓ રૂશતમજી અને નશરવાનજી પણ નાનપણથીજ ઈજનેરી ઉદયોગમાં પડયા હતા અને મુંબઈમાં કેટલાંક સાંચા કામ ઉભાં કરયાં હતાં. મી૦ નશરવાનજી પોતા પ૦છળ બે બેટાઓ શેઠો નવરોજજી અને સોરાબજીને મેળીને સને ૧૮૯૧માં બેહેસ્તનશીન થયા હતા. આ શેઠ નવરોજજી પણ બાળવયથીજાઈજનેરી ધંધામાં પડયા હતા અને ૧૧ વરસની અતી જવાન વયે કેળવણી લેવા માટે ઇંગલંડ ગયા હતા. ઇંગલંડમાં લીવરપુલની એક શાળામાં અભયાસ કરીને તેવણે એસોશીએટ આવ આરટસની પરીક્ષા પસાર કરી હતી અને ૧૮૬૬માં મુંબઇ પાછા ફરીને રોયલ મીલ, જે હાલ દીનશાહ પીટીટ મીલને નામે ઓળખાય છે, તેમાં મદદનીશ ઇજનેર તરીકે નોકરી રહયા હતા. એ પછી બે વરસની ટુંક મુદતમાં પોતાના ઉદયોગ તથા બાહોશીથી વધીને મરહુમ શેઠ નવરોજજી અતરેની આલબરટ મીલના મેનેજર તરીકે નેમાયા હતા. એ વખતથી મરહુમ શેઠ નવરોજજીએ મુંબઇમાં મીલ ઉદયોગ વધારવા માટે ઉલટ દેખાડવા માંડી અને પોતેજ એક જુદી ઈમારત મજગામ તરફ બાંધીને તેમાં કાગળ બનાવવાનું પેહેલ વેહેલું કારખાનું ઉઘાડયું. પણ એ સહાસમાં તેવણને ફતેહ ન મળવાથી

તેમાં વધુ માહીતગારી મેળવવા માટે તેવણ પાછા ઇંગલંડ ગયા હતા. કાગળ બનાવવાના ઉદયોગમાં મોટી થાપણ રોકવાની જરૂરયાત તેવણને માલમ પડવાથી એ સહાસ પડતો મેળીને તેવણે ઇંગલંડમાં ઇજનેરી કળાનું વધુ જ્ઞાન મેળવ્યું. તેવણની જાતી બાહોશીને લીધે સીંધ અને પંજાબ રેલવેના લોકો મોટીવ ખાતાંનો એક સારો ઓધો તેવણને ઇંગલંડમાંજ આપવામાં આવ્યો, જે લઈને તેવણ મુંબઈ પાછા ફરયા હતા. તેવણના ઇંગલંડના રહેવાસ દરમયાન ઈજનેરી જ્ઞાનની તેવણની કુશળતાને લીધે તેવણને એ૦ એમ૦ આઈ૦ સી૦ ઈ૦, તથા એમ૦ આઇ૦ એમ૦ ઈ૦ની ઈજનેરી ડીગ્રીઓ મળી હતી. શેઠ નવરોજજી મુંબઈ પાછા ફરયા પછી, તે વખતમાં મુંબઈની મોટી માણેકજી પીટીટ મીલનાં ઈનજીનને જબરી હોનારત થવાથી એથી ત્રણ લાખ રૂપીયાનું મોટું નુકશાન થયું હતું. એ હોનારત વીશે તપાસ ચલાવવા માટે નેમાયલી કાબેલ ઇજનેરોની કમીટીનો રીપોરટ સર દીનશાહજીને ખાતરી પુરવક નહી લાગવાથી એ વીશે તપાસ ચલાવવાનું કામ તેવણે મરહુમ શેઠ નવરોજજી વાહડયાને સોપ્યું હતું. શેઠ નવરોજજી વાહડયાએ એ વીશે તપાસ ચલાવીને એવો અભીપ્રાય આપયો કે ઇજનેરોની કમીટીના જણાવવા મુજબ ઉપલી હોનારત અકસમાતથી નહી પણ મીલના ઇજનેરની બેદરકારીથી થઇ હતી. શેઠ નવરોજજીનો એ અભીપ્રાય પાછળથી ખરો પડવાથી સર દીનશાહજીએ સને ૧૮૭૪ના વરસમાં મરહુમ શેઠ નવરોજજીને પોતાની માણેકજી પીટીટ મીલના મેનેજરનો ઓધો આપ્યો હતો. એ ઓધો લીધા પછી મરહુમ શેઠ નવરોજજીએ પોતેજ નકશાઓ વગેરે તઇયાર કરાવીને ૪૦૦૦ ઘોડાના બળનું એક ગંજાવર ઇનજીન ઇંગલંડથી મેસરસ હીક હારગ્રીવસની કુંપની પાસેથી તઈયાર કરાવી મંગાવ્યું હતું અને તેને ખુદ પોતાનીજ દેખરેખ હેઠળ માણેકજી પીટીટ મીલમાં ઉભું કરાવ્યું હતું. એ ગંજાવર ઈનજીન નકામું થઇ પડવાની ઘણાઓએ આગમચેતી કરીને તેને "સફેદ હાથી" નું નામ આપયું હતું, પણ પાછળથી જયારે ઇનજીને માણેકજી પીટીટ મીલને મોટો ફાયદો કરી આપયો, ત્યારે મરહુમ શેઠ નવરોજજીનું નામ દુનીયાના ઈજનેરી મંડળોમાં એક કાબેલ ઇજનેર તરીકે મશહુર થયું હતું. એ નવાં મોટાં ઈનજીન ઉપરાંત સને ૧૮૭૮ના સાલમાં મોજાં બનાવવાનો તથા સીવવાનો દોરો બનાવવાનો ઉદયોગ માણેકજી પીટીટ મીલમાં પેહેલ વેહેલો દાખલ કરવાનું માન પણ મરહુમ શેઠ નવરોજજી વાહડયાનેજ ઘટે છે. આપણા દેશમાં સુતર તથા કાપડ રંગવાનો ઉદીયોગ પણ એજ શાલમાં મરહુમ શેઠ નવરોજજીએજ દાખલ કરયો છે. સુતર તથા કાપડ રંગવા માટે તેવણે "બોંબે ડાઇંગ કંપની" નામનું એક ખાતુ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા બીજા બે યુરોપીયનો સાથે મળીને સ્થાપ્યુ હતુ; જે ખાતુ હજી પણ ધીકતી હાલતમાં ચાલે છે. મીલ ઉદયોગ એ રીતે ખીલવવા સાથ મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ મીલોને સાંચા કામ પુરૂં પાડનારી એક પેહેડી મુંબઇમાં સ્થાપી હતી, જે પેહેડી પણ આજે સારી ધીકતી હાલતમાં છે. એ પેહેડીની આડત વધારવા માટે મરહુમ શેઠ નવરોજી ૧૮૮૧થી ૧૮૯૭ સુધીમાં ત્રણવાર ઇંગલંડ જઇ આવ્યા હતા. મુંબઈની ઘણીક મીલો મરહુમ શેઠ નવરોજજી વાહડયાના ડીઝાઇન મુજબ બાંધેલી છે, જેમાંની મુખ્ય મીલો, નેશનલ, નડીયાડ, ધન, સાસુન, દેવીડ, પ્રેસીડંસી, વહાડયા, કરીમભાઇ, ઇંડો ચાયના, મહામેદન અને ત્રીકમલાલ હરીલાલ છે. એ ઉપરાંત મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ ટેક્ષતાઈલ અને સેનચરી નામની બે મીલો પોતાને હીસાબે બાંધીને તેનો સઘળો વહીવટ પોતાનેજ હસતક રાખયો હતો.

## શેઠ નવરોજજી વાહડયાની જાહેર જીંદગી તથા તેવણે કરેલી સખાવત.

એ રીતે ઉદયોગ હુનરો ખીલવવા માટે પોતાથી બનતો હીસો આપવા ઉપરાંત મરહુમ શેઠ નવરોજજી વાહડયા પ્રજા ઉપયોગી જાહેર સવાલોમાં છેલાં ૨૦ વરસ થયાં ઉલટથી ભાગ લેતા હતા. ફ્રીમેસન પંથના તેવણ એક ચુસ્ત બીરાદર હતા અને ૧૮૭૪ માં મુંબઈની ઇસ્ટરન સ્ટાર લોડજમાં દાખલ થયા પછી તેને ઘણી કીમતી મદદ તેવણે કરી હતી તથા ફ્રીમેસન

પંથના નવાં મકાન માટે પણ નાણાંની સારી મદદ આપી હતી. જુદદીન ઓરતોને પેટના નવ જણાને સુદરેહ કુસ્તી પેહેરાવવાની ક્રીયા સને ૧૮૮૨માં એવણે આગેવાની લઇને મુંબઇની શેઠ માણેકજી શેઠની વાડીમાં કરાવી હતી. સને ૧૮૮૫માં તેવણ મુંબઇની મીલ ઓનરસ આસોસીએશનના કારોબાર મંડળીમાં નેમાયા હતા અને ૧૮૮૬ માં નામદાર મુંબઈ સરકારે તેવણને સુલેહના અમલદાર ઠરાવ્યા હતા. ૧૮૮૭ માં મુંબઇની વીકટોરયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના તેવણ આનરરી સેક્રેટરી તથા નામદાર સરકાર તરફના અધીકારી નેમાયા હતા. સને ૧૮૮૯ ના વરસમાં મુંબઇના માજી માનવંત ગવરનર નામદાર લારડ રેની એક મોટાં કદની તસવીર મરહુમ શેઠ નવરોજજીએ મુંબઇની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના દીવાન ખાનામાં ખુલી મેળાવી હતી. ૧૮૮૮ ના અકટોબર માસથી મરહુમ શેઠ નવરોજજી મુંબઇની જોઇંટ સ્કુલસ કમીટીના સરકાર તરફના એક પ્રતીનીધી તરીકે નેમાયા હતા. અને ૧૮૯૪ માં એ કમીટીના પ્રમુખનું માન તેવણને મળયું હતું. ૧૮૮૯ માં નામદાર મહારાણીજીની વરશ ગાંઠની ખુશાલીમાં મરહુમ શેઠ નવરોજજીને નામદાર સરકારે સી૰ આઇ૰ ઇ૰ નો ખેતાબ એનાયત કરયો હતો અને એજ વરસના આગસ્ટ માસમાં તેવણને મુંબઈના નામદાર ગવરનરની ધારા શભાના એક સરકારી સભાસદ નેમયા હતા. જે માન તેવણે ૧૮૯૭ સુધીમાં ચાર વખત ભોગવ્યું હતું. ૧૮૯૦ માં મુંબઇના માજી ગવરનર નામદાર લારડ રેની યાદગારી કાયમ રાખવા માટે જે ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, તેના આનરરી સેક્રેટરી તરીકે મરહુમ શેઠ નવરોજજી વાહડયાની નેમણુંક કરવામાં આવી હતી. ૧૮૯૧ ના ફેબરવારી માસમાં તેવણે મુંબઈની પારસી પંચાયતના ફંડમાં રૂ૫૦૦૦ ની રકમ ભરી હતી. એજ વરસમાં લંડનમાં ભરાયલી આરોગયતા શાસ્ત્રને લગતી કાનગ્રેસમાં મરહુમ શેઠ નવરોજજી મુંબઇ શેહેરના એક ડેલીગેટ તરીકે બીરાજયા હતા. એજ વરસમાં એવણે નારેલના રેલવે સ્ટેશનથી માથેરાનસુધી એક ત્રામ સડક બાંધવાની યોજના ઘડી કહાડીને તે નામદાર સરકાર સનમુખ રજુ કરી હતી, પણ સરકારે ચોકસ કારણોને લીધે એ યોજનાને બહાલી આપવાને ના પાડયું હતું. સને ૧૮૯૩ માં મરહુમ શેઠ નવરોજજીએ પોતાના રૂપેરી લગનની ખુશાલીમાં રૂ૨૫૦૦ ની રકમ સર જમશેદજી ઇનસ્ટીયુટના કારોબારીઓને એવી શરતે સ્વાધીન કરી હતી કે તેના વ્યાજમાંથી ગરીબ વીદયારથીઓને ચોપડીઓ મુફત આપવી. એજ વરસમાં મુંબઈના પારસી સુવાડખાનાના ફંડમાં મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ રૂ૧૫૫૦૦ ની રકમ ભરી હતી ત્યારબાદ બીજા રૂ૨૦૦૦ આપ્યા હતા. તથા કેટલોક વખત સુધી કેટલીક ગરીબ પારસી બાઇઓને એ ખાતાંનો લાભ પોતાને ખરચે મુફત અપાવ્યો હતો. ૧૮૯૫ માં મરહુમ શેઠ નવરોજજી વાહડયા મુંબઈની મયુનીસીપલ કારપોરેશનના સરકાર તરફના સભાસદ નેમાયા હતા, જે માન તેવણે પોતાના મરણ સુધી ભોગવ્યું હતું. ૧૮૯૫માં શેઠ ફરામજી દીનશાહ પીટીટ બેહેસ્તનશીન થવાથી તેવણની જગાએ મુંબઇના જરથોરતીઓના મરણ વખતના અરસપરસના લાભના ફંડના પ્રમુખ તરીકે મરહુમ શેઠ નવરોજજી વાડડયાની નેમણુંક કરવામાં આવી હતી. એ ફંડના પ્રમુખ તરીકે મરહુમ શેઠ નવરોજજીએ નાણાંની મોટી રકમો પોતાની ગીરોથી ખરચીને, એ ફંડને સારા પાયા ઉપર મેળવા માટે ઇંગલંડના નામીચા એકચુઅરીઓના મત મંગાવ્યાં હતાં. ૧૮૯૬ માં તેવણે પોતાને ખરચે ખંડાળામાં ધરમનું એક દવાખાતું ઉઘાડયું હતું. એજ વરસમાં મરહુમ શેઠ નવરોજજી વાહડયા મુંબઈની પારસી પંચાયત હસ્તકના ફંડોના એક ત્રસ્ટી તરીકે તેમજ સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટયુશનના એક અધીકારી તરીકે નેમાયા હતા, જેથી સામાન્ય પારસી કોમમાં મોટો સંતોશ ઉપજયો હતો. ગામઠી કાપડ ઉપર નામદાર સરકારે નાંખેલી જગાતના સંબંધમાં મુંબઇની મીલ ઓનરસ આસોસીએશને જે ત્રણ ગ્રહસ્થોનું એક ડેપયુટેશન નામદાર વાઇસરાય સનમુખ મોકળયું હતું,

તે કોરપોરેશનના એક સભાસદ તરીકે શેઠ નવરોજજી વાહડયાની નેમણુંક કરવામાં આવી હતી. એજ વરસમાં મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ રૂ૧૦ હજારની રકમ મુંબઈની પારસી પંચાતને એવી શરતે સ્વાધીન કરી હતી કે તેનું બાજ તંગદસ્ત હાલતમાં આવી પડેલા જરથોસ્તીઓને મદદ કરવા માટે વાપડવું. ૧૮૯૬ માં દુકાળના સંકટ નીવારણ માટે મુંબઈમાંજ ફંડ ઉભું કરવામાં આવયું હતું. તેના એક આનરરી સેક્રેટરી તરીકે મરહુમ શેઠ નવરોજજી વાહડયા નેમાયા હતા. એ ઉપરાંત દુકાળ દરમયાન ગરીબ જરથોસ્તીઓને સસતે ભાવે અનાજ વેચવા માટે તેવણે એક ફંડ ઉભુ કરીને મુંબઈમાં ચાર લતાઓ ઉપર અનાજની દુકાનો ઉઘાડી હતી, જેનો લાભ સેંકડો ગરીબ પારસી કુટુંબોએ તેવણને આશીશ દઈને લીધો હતો. એ ફંડમાં તેમજ મુંબઈ ઈલાકાના સામાન્ય દુકાળ ફંડમાં મરહુમ શેઠ નવરોજજીએ રૂ૧૦ હજારની રકમ ભરી હતી. ૧૮૯૭ માં નામદાર મુંબઈ સરકારે મરહુમ શેઠ નવરોજજીને મુંબઈ યુનીવરસીટીના એક ફેલો તથા મુંબઈના બારાના એક ત્રસ્ટી નેમયા હતા. ૧૮૯૮ ના વરસમાં મરકીએ મુંબઈની પારસી કોમમાં ભારે ખરાબી કરવા માંડી હતી, જે વખતે મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ પોતાની આગેવાની હેઠળ પારસી સંકટ નીવારણ ફંડ ઉભું કરાવીને તેમાં મોટી રકમો પારસીઓ તરફથી ભરાવી હતી. છેલાં કેટલાંક વરસ થયાં તેવણ પરેલની લવજી વાહડયા ડીસપેનસરીનો ખરચ પોતાની ગીરેથી આપતા હતા, તેમજ મુલ્લાં ફીરોઝ મદરેસામા અભયાસ કરતા અથોરનાન વીદયારથીઓને સ્કાલરશીપો આપવા માટે નાણાની મોટી રકમો આપી હતી. ધોબીતલાવની મરહુમ શેઠ રૂશતમજી સોરાબજી ઇંડિંવાલાની દરેમેહેર બીસમાર હાલતમાં આવી પડવાથી ત્યાના રહેવાસીઓની અરજ ઉપરથી મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ તેને પોતાને ખરચે નવેસરથી બંધાવીને, પડોશમાં આવેલી પોતાના મરહુમ બપાઇ બાઈ આવાંબાઈ વાહડયાવાલી દરેમેહેર સાથે તેને જોડી નાંખીને તા૦ ૨૦ મી એપ્રેલ ૧૮૯૯ ને દીને તે પરથાવી હતી.

ખાનગી ગણતરી ઉપરથી માલમ પડે છે કે મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ પોતાના મરણ અગાઉના સાત આઠ વરસમાં પારસી કોમના લાભ માટે રૂ૫૨૦૦૦, સઘળી કોમોના લાભ માટે રૂ૪૧૦૦૦, કેળવણીના વધારાને લગતાં કામો પાછલ રૂ૪૦૦૦૦ તથા આસપીટલો અને દવાખાનાઓના નીભાવ પાછલ રૂ૩૮૦૦૦ મળી એકંદર રૂ૧।।। ) પોણા બે લાખનો મોટી સખાવત, પોતાની સકમાઇની દોલતમાંથી ગુપચુપ કરી હતી.

એ રીતે શેઠ નવરોજજી નશરવાંનજી વાહડયા પોતાની ૫૦ વરસની ટુંક જીંદગી પોતાના દેશના હુનર ઉદયોગો ખીલવવામાં તેમજ પોતાની કોમને અનેક કીમતી લાભો કરવામાં ગુજારીને, પોતાના જાતભાઇઓના ભારે ખેદ વચે આ ફાની જેહાનમાંથી વાસો ઉઠાવી ગયા છે.

મરહુમ શેઠ નવરોજજી વહાડીઆ પોતાની કોમના ગરીબો ઉપર વીશેશ લાગણી ધરાવતા હોવાથી તેવણે પોતાને ત્યાં ધરમખાતાં માટે એક ફંડ સ્થાપ્યું હતું અને તે ફંડમાં દરસાલ પોતાની આવકનો ચોકસ ભાગ જમે કરતા આવ્યા હતા. એ પ્રમાણે જમે થતાં નાણાંમાંથી પોતાની હૈયાતીમાં આશરે પોણા બે લાખ રૂપીઆ પોતાની તથા બીજી કોમના લાભ અરથે ધરમ ખાતે આપ્યા છે અને સાંભલ્યા પ્રમાણે આશરે રૂપીઆ પાંચ લાખ તે ફંડ ખાતે બાકી મુકી ગયા છે, જે માટે પોતાનાં વસીઅતનામામાં એવું દરસાવી ગયલા સમજાય છે કે એ રકમ જરથોસ્તીઓનાં ભલાં તથા ફાયદાને માટે વાપરવી અને તેનું જુદું ત્રસત કરવું. જરથોસ્તીઓને સારાં સુખશાંતીના નીયમ ઉપર બાંધેલાં રેહેવાનાં મકાનો પુરા પાડવાની એવણ મરહુમ પોતાની હૈયાતીમાં ઘણી ખાહેશ રાખતા હતા અને જો એક દાયકો વધુ આ દુનીઆમાં એવણ શેઠ જીવવા પામત તો જરૂર પોતાની એ વાજબી અને અગતની ખાહેશ અમલમાં મેલ્યા વગર રહેતે નહી. હજીબી અમે એવી આશા રાખીએ છીએ કે એવણનાં નેક ધણીઆણી બાઇજી જરબાઇ તથા એવણના

ચચલ અને ઉદયોગી બેટાઓ પોતાના મરહુમ મુરબ્બીની ખાહેશ પાર પાડી તેવણુના રૂહને ખુશનુદ કરયા વગર રહેશે નહી.

મરહુમ શેઠ નવરોજજી વાહડયાના રવાનને ઇંગલંડમાંજ જુમીદા કરવામાં આવ્યું હતું. તેવણુના મરણુની ખબર મુંબઈમાં મળતાંજ સઘળાઓને મોટી દલગીરી ઉપજી હતી, અને ખંબાલા હીલ ઉપરના શેઠ નવરોજજીના "બેલાવીસ્તા" બંગલામાં મુંબઈના જાણીતા યુરોપીયન તેમજ દેશી ગ્રહસ્થો મરનારના કુટુંબને દીલાસો દેવા માટે મોટી સંખયામાં હાજર થયા હતા. એ દીને શેઠ નવરોજજીના માનમાં સર દીનશાજી પીટીટ હસ્તકની સઘળી મીલો, બોંબે ડાઈંગ કંપની, ટેક્ષટાઇલ મેનીયુફેકચરીંગ કંપની, સેનચરી સ્પીનીંગ કંપની, પીટીટ મીલસની કાપડની દુકાનો, સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનની સઘળી શાળાઓ, જરથોસ્તી નીશાળ મંડળી હસતકની શાળાઓ, વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઈનસ્ટીટયુટ, મુલ્લાં ફીરોઝ મદરેસા તથા શેઠ નવરોજજી સાથ સંબંધ ધરાવનારાં સઘળાં ખાતાંઓ આખો દીવસ બંધ રાખવામાં આવ્યાં હતાં.

## મરહુમ શેઠ નવરોજજી વાહડયાનું ઉઠમણું—તેવણુના પુણ્ માટે થયલી રૂ ૪) લાખની મોટી સખાવત.

મરહુમ શેઠ નવરોજજી નસરવાનજી વાહડયાના પાછલા પોહોરના ઉઠમણુાની ક્રીયા મુંબઇમાં ખંબાલા હીલ ઉપરના તેવણુના "બેલાવીસ્તા" બંગલામાં કરવામાં આવી હતી, જેમાં ભાગ લેવા માટે મુંબઇના આગેવાન જરથોસ્તીઓ મોટી સંખયામાં હાજર થયા હતા. ઉઠમણુાની ક્રીયા મરહુમ શેઠ હોરમજી બમનજી વાહડયાજીનાં આતશબેહેરામના દસ્તુરજી, દસ્તુર દારાબ પેશોતન સંજાનાએ કરી હતી. ઉઠમણુાની ક્રીયા પુરી થયા પછી દસ્તુર દારાબ પેશોતન સંજાનાએ મરહુમ શેઠ નવરોજજીનું નામ જાહેર ભણુતર ક્રીયાઓમાં લેવાની દરખાસ્ત હાજર થયલી મીજલસ સનમુખ રજુ કરી હતી, જેમ કરતાં તેવણે જણાયું કેઃ—

મીજલસના સાહેબો,

મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાહડયાનું નામ જાહેર ભણુતર ક્રીયાઓમાં લેવાની દરખાસ્ત આ પ્રસંગે હું તમો સનમુખ રજુ કરવા માગું છું અને તેમ કરતાં મારે જણાવવું જોઇયે કે, મારી આટલી જવાન વયમાં મેં જોઈ લીધું છે કે, મરનાર ખરા ધરમાતુ અને સખી દીલના જરથોસતી હતા. તેમના આ સદગુણોથી મારા કરતાં બુઝરોગ ઉમરનાઓ વધારે વાકેફગાર હોવા જોઇયે, પણ ખુદ મારી પોતાની અજમાએસ ઉપરથી હું કહી શકું છું કે, જે ગરીબ અથોરનાનો મદદ અરથે એવણ આગળ જતા હતા, તેઓને તે મળયા વગર રહેતી નહી હતી. મરનાર પોતાની જાતી બાહોશી અને ઉમદા ગ્નાનથી પોતાના હમદીનો તેમજ પરકોમમાં કેવા ઉપયોગી થઇ પડયા હતા, તે આપણુને રોશન છે. તેવણ પોતાની નેક જીંદગીનો ભલો નમુનો આપણી સનમુખ મેલી ગયા છે, અને તેમના એ દાખલાની નકલ કરી તેમની યાદગારી જાળવી રાખવાની આપણી ફરજ છે. મરનાર નેક હતા. નેક કોણ કેહેવાય? તેજ કે બીજાઓનું ભલું ઈછછે. મરનારે પોતાના હમદીનોનાં સંકટો ટાળવા માટે કેવો ભાગ બજાવયો હતો, તે તો સારી પેઠે જણાયલી બીના છે. નેક કામ કરવા અને ગરીબોને વધારવામાં તથા જરથોસ્તીઓને કેળવણીમાં આગળ પાડવામાં સદા તેવણ ઉલટ લેતા હતા. મરનારે બેહેદીનો કરતાં અથોરનાનો ઉપર વધારે ઉપકાર કરયો છે. મુલ્લાં ફીરોઝ મદરેસામાં શીખતા અથોરનાન વીદયારથીઓને ધરમ સંબંધી અભયાસની કેળવણી લેવા માટે મરનાર દર વરસ સારી જેવી રકમ આપતા હતા. ખુદ મારી જાણમાં છે કે, જે ગરીબ અથોરનાન વીધવાઓને મદદ કરવા મેં મરનારને જણાવયું હતું તે સઘળાઓને તેવણ ખુશીથી મદદ કરી અનાજ, વગેરેની મદદ આપતા હતા, અને તે ફકત એકાદ બે વરસ નહી, પણ પોતાની જીંદગીના છેડા સુધી ચાલુ રાખયું હતું. અથોરનાનો ઉપર મરનારે

કરેલી સેવા ખાસ ઉપકારની કદરસનાસી આપણે કેવી રીતે પીછાની શકયે? તે માટે ક્રીયાકામ સાથ મરનારનું નામ સદા યાદ કરતા રહેવું જોઇએ, એ સીવાય ગરીબ અથોરનાનો શું ચહડતો બદલો વાળી શકે? હવે જરથોસ્તીઓએ તે પાક દાદગરની દરગામાં એટલીજ અરજ ગુજારી કરવી છે કે મરનારના રવાનને તે સાહેબ નેક જગા બક્ષે અને આપણી બંદગી તથા દુવાથી તેમનું રૂહ ખુશાલ રહે.

મરહુમ શેઠ નવરોજજી વાહડયાનું નામ જાહેર ભણુતર ક્રીયાઓમાં લેવાની દસ્તુર દારાબ પેશોતન સંજાનાની ઉપલી દરખાસ્તને એરવદ નશરવાનજી બરજોરજી દેશાઈએ ટેકો આપવા બાદ તે એક મતે પસાર કરીને મીજલસ વીખરાઈ હતી.

મરહુમ શેઠ નવરોજજી વાહડયાના ઉઠમણાની ઉપલી મીલજસમાં તેવણુના પુણ માટે રૂ ૩૮૬૭૦૬ ની રકમ ધરમ ખાતે આપવાને લગતી નીચલી ટીપ વાંચી સંભળાવવામાં આવી હતી:—

રૂ ૩૫૧૦૦૦ મરનારની પોતાની પુંજીમાંથી તેવણુના વસીયતનામામાં જણાવવા મુજબ પારસી કોમના લાભ તથા ફાયદા માટે એક ધરમખાતું સથાપવા, જેનો વહીવટ વસીયતનામામાં જણાવવા મુજબ કરવામાં આવશે. રૂ૨૫૦૦૦ માં, મરનારનાં વીધવા બાઈ જરબાઇ તે મરહુમ ખાનબહાદુર રૂસતમજી અરદેશર વાહડયાનાં બેટીએ રૂપીઆ ૧૦૦૦૦, તથા તેઓના ત્રણ દીકરાઓ મેસરસ ખરશેદજી, નશરવાનજી તથા રૂસતમજી નવરોજજી વાહડયા દરેકે રૂ૫૦૦૦, મળીને. ૧૦૦૦ મરનારના સસરા ખાનબહાદુર રૂસતમજી અરદેશર વાહડયા તથા સાસુ બાઇ નવાજબાઈએ. ૧૦૦૦ મરનારનાં સાળી બાઈ દીનબાઇ વીધવા ફરામજી શાપુરજી બાટલીવાળા તથા દીકરાઓ ધનજીભાઈ અને રૂશતમજીએ. ૧૦૦૦ મરનારનાં સાળી લેડી ગુલબાઇ જમશેદજી જીજીભાઇએ. ૫૦૦ મરનારના સાઢુ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં છોકરાંઓ એનો સુનાબાઈ, વીરબાઇજી તથા જરબાઇ અને દીકરા મી૦ રૂસતમજીએ. ૫૦૦ મરનારનાં ભોજાઈ બાઈ મેહેરબાઈ વીધવા સોરાબજી નશરવાનજી વાહડયા તથા છોકરાંઓએ. ૫૦૧ મરનારના સાળા સીવીલીયન મી૦ ખરશેદજી રૂસતમજી વાહડયાએ. ૨૦૧ મરનારના સાળા ડાકટર ધનજીભાઇ રૂસતમજી વાહડયાએ. ૨૦૧ મરનારના સાળા મી૦ ફરામજી રૂસતમજી વાહડયા સોલીસીટરે. ૩૦૧ મરનારના ભાણેજો મી૦ ડોસાભાઈ તથા બાઈ જરબાઈ માણેકજી વાહડયાએ. ૧૦૧ મરનારનાં બેન બાઇ વીરબાઇજી જમશેદજી દાવરે. ૧૦૦ મરનારના ફુઈના છોકરા મી૦ જીજીભાઈ મેરવાનજી વાહડયાએ. ૫૦૦૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના એ મરહુમ મીત્રનાં પુન માટે. ૧૦૧ મરનારના એક મીતરે. ૧૦૦ મરનારના એક દોસતે. ૧૦૦ મરનારના એક ખેશીએ.

એ રૂ ૩૮૬૭૦૬ ઉપરાંત મરહુમ શેઠ નવરોજજી વાહડયાના પાછલી રાતના ઉઠમણામાં તેવણુના વસીયત નામામાં જણાવેલાં ખાસ ધરમખાતાં માટે રૂ ૧૦ હજારની રકમ તેવણુની પોતાની પુંજીમાંથી ભરવામાં આવી હતી. એ ઉપરાંત શેઠ નવરોજીના મામા મી૦ જીવાજી દીનશાહ ગાંધી સોલીસીટરે મરનારના પુણ માટે રૂ ૩૦૦ ની રકમ આપી હતી, જે સુધાં મરહુમ શેઠ નવરોજજી વાહડયાના પુણ માટે એકંદર રૂ ૩૯૭૦૦૦ યાને લગભગ રૂ ૪ લાખની બાદશાહી રકમ ધરમખાતે આપવામાં આવી છે.

## મરહુમ શેઠ નવરોજજી વાહડયાના મરણ માટે જુદાં જુદાં ખાતાના કારોબારીઓએ જાહેર કરેલી દલગીરી.

મુંબઇની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના કારોબારીઓની સભા ગઇ તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૯૯ ને દીને આનરેબલ મી૦ હયુજીસના પ્રમુખપણા હેઠળ મળી હતી. એ સભામાં સરનશીન મી૦ હયુજીસે જણાવ્યુ કે, આપણા ગોડયા આનરેબલ મી૦ નવરોજજી નશરવાનજી વાહડયાના મરણ માટે આપણો ખેદ જાહેર કરનારી દરખાસ્ત તમો સનમુખ રજુ

કરવાની ફરજ મારે માથે આવી પડી છે. આ ખાતાંના સંબંધમાં આનરેબલ મી૦ નવરોજજી વાહડયાએ કેવી કીમતી સેવા બજાવી છે તે વરણુવાની અત્રે કાંઈ જરૂર નથી. આ ખાતાની હસતી તથા તેનો હાલનો ફતેહમંદ કારોબાર મરહુમ શેઠ નવરોજજીનેજ આભારી છે. તેવણુના મરણથી આ ખાતાંએ એક ઉમંગી કરવઈયો ખોહયો છે, એટલુંજ નહી પણ આપણુ સઘળાઓએ એક અંગત મીત્ર પણ ખોહયો છે. સેવટે હું દરખાસ્ત કરૂંછું કે, આ૦ મી૦ નવરોજજી વાહડયાનાં ઇંગલંડમાં નીપજેલાં મરણના મળેલા સમાચાર સાંભળી, ટેકનીકલ ઇનસટીટયુટના ત્રસટીઓની બોરડ અનંત દલગીરીની લાગણી જાહેર કરે છે. મરનારે આ ખાતાંની અમુલ્ય સેવા બજાવી હતી, અને મરનારના કુટુંબ તરફ ત્રસટીઓ દીલોજાનીથી દીલસોજી બતાવે છે."

ઉપલી દરખાસ્તને ડાકટર કાવસજી હોરમસજી તથા મી૦ રહેમતુલ્લા સયાનીએ ઘટતા શબદોમાં ટેકો આપયા બાદ તે એકમતે પસાર કરીને સભા બીજું કાંઇ પણ કામકાજ બજાવ્યા વગર વીસરજન થઈ હતી.

**મુંબઇની એલકઝાંડરા નેટીવ ગરલસ ઈનસ્ટીટયુશનના** ડાયરેકટરોની બોરડની એક સભા ગઇ તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૯૯ ને દીને મળી હતી. એ સભાએ મરહુમ શેઠ નવરોજજી વાહડયાના મરણ માટે દલગીરી દેખાડનારો નીચલો ઠરાવ એકમતે પસાર કરયો હતોઃ—

"એલેકઝાંડરા નેટીવ ગરલસ ઈંગલીશ ઇનસટીટયુશનના ડાયરેકટરો પોતાના ગોઠયા આનરેબલ મી૦ નવરોજજી નશરવાનજી વાહડયા, સી. આઇ. ઇ. ના કવખતના મરણથી આ ઈનસટીટયુશનને ગયલી ભારી ખોટની અતયંત દલગીરી સાથ નોધ લેવા માગે છે. આ ગમગીનીભરયા બનાવથી, આ ઇનસટીટયુશને એક મકકમ, દયાળુ અને દીલસોજી ધરાવનારો મીત્ર ખોયો છે. મી૦ નવરોજજી વાહડયાએ ઇનસટીટયુશનના એક ડાયરેકટર તરીકે વરસો સુધી કામ બજાવી હમેશાં તેનાં ભલા માટે ઉલટ ભરયો ભાગ લીધો હતો અને હર વખત પોતાની કીમતી સલાહ તથા ઉદાર મદદ ઇનસટીટયુશનનુ ઉપયોગીપણું વધારવા અને તેને આગળ ચલાવવાના કામમાં આપવાને તઇયાર રહેતા. ડાયરેકટરો માને છે કે એકલી એલેકઝાંડરા ઈનસટીટયુશનનેજ નહી, પણ બીજાંબી એવાં ખાતાંઓ જેને મી૦ નવરોજજી વાહડયા ટેકો આપવાને મદદ કરતા હતા, તે, તેમજ આખી પારસી કોમ કે જે કોમના ગરીબોને તેમના સખી દીલની પણ છુપી સખાવતોનો મોટો આશરો હતો, તેઓને એ મરણથી ઘણુંજ ખમવું પડવાનું. એ સાથે ડાયરેકટરો મીસીસ નવરોજજી વાહડયા અને કુટુંબ સાથે તેમના આ મોટા ગમમાં અંતઃકરણથી દીલસોજી દેખાડવા માંગે છે અને દુવા માંગે છે કે ખોદા તેમને તે વીસરાવાને શકતીવાન કરો."

**મુંબઇના પોરટ ત્રસટીઓની** ગઇ તા૦ ૨જી જાનેવારીને દીને મળેલી સભામાં સરનશીન આનરેબલ મી૦ બરકે મરહુમ શેઠ નવરોજજીવાહડયાના મરણથી બોરડને ગયલી ખોટ માટે દલગીરી બતાવી હતી, જે પછી ત્રસટીઓએ નીચલો ઠરાવ એક મતે પસાર કરયો હતોઃ—

" મુંબઇના પોરટ ત્રસટીઓ પોતાના માનવંત ગોઠયા મી૦ નવરોજજી નશરવાનજી વાહડયાના મરણના સમાચાર સાંભળી બહુ દલગીર થયા છે, જે દલગીરીની નોધ તેઓ લે છે અને એ મરહુમ ગ્રહસ્થના કુટુંબની દલગીરીમાં ત્રસટીઓ દીલસોજી સાથ ભાગ લે છે. "

**ધોભીતળાવના જરથોશતીઓની સભા**—મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ પોતાની હઇયાતી દરમયાન ધોબીતળાવની મરહુમ શેઠ રૂશતમજી સોરાબજી ઈંડાંવાળાની બીસમાર હાલતમાં આવી પડેલી દરેમેહેરને નવેસરથી બંધાવીને પરથાવી હતી તે માટે પોતાની આભારની લાગણી એ મરહુમ શેઠ તરફ દેખાડવા માટે ધોબીતળાવના પારસી રહીશોની એક જાહેર સભા ગઇ

તા૦ ૭મી જાનેવારીને દીને ,બાઇ આંવાંબાઇ વાહડયાવાળી દરેમેહેરના મકાનમાં મી૦ મંચેરજી હોશંગજી જાગોસના પ્રમુખપણા હેઠળ મળી હતી.

સરનશીન મી૦ મંચેરજી જાગોશે મરહુમ શેઠ નવરોજજી વાહડીઆની કીરતીનું લંબાણ વીવેચન કહી શંભળાવ્યું હતું. તે પછી શેવટે હેવું જણાવ્યું કે આપણી એક આઇન ૫રજ બજાવવા માટે આજે આપણે અતરે ભેગા મળયા છીયે. ધોબીતળાવ ઉપર વસતા જરથોસ્તીઓ માટે, આપણા માનવંત સખી વજુદ અકાબર સાહેબ બેહેસ્તનશીન શેઠ નવરોજજી નશરવાનજી વાહડયાએ જે કાંઇ કરયું છે, તે કાંઇ આપણે ભુલી ગયા નથી. મરહુમ શેઠ નવરોજજીએ આપણા ભલાં માટે જે કાંઇ કરયું છે, તે માનપાનની કાંઈ પણ આશા વગર ૫કત પોતાના હમજાતીઓનું ભલું કરવાની નેમથીજ કરયું છે. મરહુમ શેઠ નવરોજજી વાહડયાને જીંદગીએ જો યારી આપી હતે, તો પારસીઓના સંકટનું તારણ કરીને આપણી કોમને ચઢતે દરજજે મેળયા વગર તેવણ રહેતે નહી. તેવણુના મરણથી ધોબીતળાવના જરથોસ્તીઓનેજ નહી, પણ આખી પારસી કોમને મોટી ખોટ ગઈ છે. તેવણના મરણથી પારસી પંચાયતે પોતાનો એક રાહબર, તેમજ ગરીબ અને મધયમ વરગના હમદીનોએ પોતાનો અનદાતા ખોહયો છે. આપણે એટલુંજ ઈચ્છીશું કે તે કીરતાર તેવણના કુટુંબને આ ન ધારેલી આ૫ત ધીરજથી સહન કરવાની શકતી આપે. અને તેવણના દીકરાઓ પણ તેવણને પગલે ચાલીને તેવણનું નામ અમર કરે. શેવટે પ્રમુખે સભામાં એવું જણાવ્યું હતું કેઃ— શેઠ નવરોજજી વાહડયા જો જીવયા હોત તો તેવણને આ વરસ નાઇટના ખેતાબનું માન જરૂર મળયું હતે. તેવણનું નામ ખેતાબોની અસલ ટીપમાં લખાયલું હતું, પણ તેવણ બેહેસ્તનશીન થવાથી પાછલથી તે કહાડી નાંખવામાં આવ્યું હતું."

ડાકટર રૂશતમજી દાદાભાઈ કરંજીયાએ એ પછી મરહુમ શેઠ નવરોજજી વાહડયાના ભલા ગુણોની સ્તુતી કરનારૂં કેટલુંક વીવેચન કરીને નીચલી દરખાસ્ત સભા સનમુખ રજુ કરી હતીઃ—

"મુંબઇના એક નામીચા નર અને માનવંત અકાબર આનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વાહડીયા સી૦ આઇ૦ ઈ૦ રોજ ૬ઠો માહા ૪ થો સને ૧૨૬૯ યઝદેજરદીને દીને ઇંગલંડ મધે બોરનમાઉથ ખાતે ૫૦ વરસની ઉમરે મરણ પામયા હતા, તેવણના અકાળ મરણ માટે ધોબીતળાવના જરથોસતીઓની આજે મળેલી સભા પોતાની મોટી દલગીરી જાહેર કરે છે. એ મરહુમ શેઠ પારસી ટોળાના એક આગેવાન ગ્રહસ્થ હતા, જેવણથી પારસી કોમને ઘણા મોટા લાભ અને બેહોળા ફાયદા થયા હતા. આપ મેહેનતથી વધેલા એ સાહેબે, પોતાની જાહેર જીંદગીમાં ઘણી નામના મેળવી હતી. સરકાર દરબારમાં તેમજ સંસારી કામકાજોમાં તેવણે આગેવાન ભાગ લઇ, પોતાના ટોળામાં ઘણા માનીતા થઈ પડયા હતા. તેવણ પારસી કોમની તથા જાહેર પ્રજાની સેવા બજાવવાને ઘણા તતપર રહેતા હતા. દુકાળ—મરકીના વખતમાં તેવણે ગરીબ જરથોશતીઓને મોટી મદદ તથા સાહયતા આપી હતી, તેમજ પોતાની ગીરેના પઈસાથી મોટી મદદ કરી હતી. એ મરહુમ શેઠે પોતાની હયાતીમાંજ ૩ ૪ લાખની નાદર રકમ પારસી કોમના લાભ માટે ખરચવાને અલાહેદી કહાડી હતી. તેવા હાતમ દીલના એક નરનાં મરણથી ધોબીતળાવના જરથોસ્તીઓને મોટો ખેદ ઉપજયો છે. આ બનાવથી મરનારના કુટુંબને ઉપજેલા ગમમાં આ સભા અંતઃકરણથી ભાગ લે છે અને તેમના તર૫ દીલસોજી બતાવે છે."

ઉપલી દરખાસ્તને મી૦ પેશતનજી બેહેરામજી દાંતરાએ ટેકો આપયા બાદ તે એક મતે પસાર થઈ હતી.

બાદ ઉપલા ઠરાવની એક નકલ મરનારના કુટુંબને એક ડેપ્યુટેશન માર૫તે હાથોહાથ પુગાડવાની ફરમાશ સરનશીનને કરવાનો ઠરાવ પસાર કરી, સરનશીનનો આભાર માનીને સભા બરખાસ્ત થઇ હતી.

**મુંબઇની મયુનીસીપલ કારપોરેશનની** ગઈ તા૦૮ મી **જાનેવારી** ૧૯૦૦ને દીને મળેલી સભા મરહુમ શેઠ નવરોજજી વાહડયાના માનમાં કાંઈ પણ કામકાજ બજાવયા વગર મુલતવી રાખવામાં આવી હતી. તે વેળાએ શરૂઆતમાં સર ભાલચંદર કીશણા ભટવડેકરે જણાવ્યું કે આપણા ગોઠયા આનરેબલ મી૦ નવરોજજી વાહડયાના મરણથી કારપોરેશનને કેવી મોટી ખોટ ગઈ છે, તે તો તમો સઘળાઓ જાણો છો. હું દરખાસ્ત કરૂં છું કે, " કારપોરેશને પોતાના માનવંત ગોઠયા આનરેબલ મી૦ નવરોજજી નશરવાનજી વાહડયાના બોરનમાઉથ ખાતે નીપજેલાં મરણની ખબર દલગીરી સાથે સાંભળી છે, અને પ્રજા ઉપયોગી કામોમાં ઉતસાહ સાથે ભાગ લઈ નામના મેળવનારા તેવણ જેવા ગ્રહસ્થના અકાળ મરણથી આ મંડળને તેમજ દેશને ગયલી ખોટ માટે તે પોતાનો ખેદ જાહેર કરે છે." મયુનીસીપલ કાઉનસીલર તરીકે, ધારા સભાના સભાસદ તરીકે, જોઈંટ સ્કુલસ કમીટીના સભાસદ તરીકે, ટેકનીકલ ઇનસ્ટીટયુટના સેકરેટરી તરીકે, તથા બીજાં ધણાક ખાતાંઓના કારોબારી તરીકે તેવણે અમુલ્ય સેવા બજાવી હતી. તેવણ પ્રજા લાભના દરેક કામ તરફ દીલશોજી બતાવીને તે કામ હાર પાડવા માટે પોતાથી બનતી મદદ આપતા હતા. તેવણના મરણથી તેવણના કુટુંબને જે ખોટ ગઈ છે તે માટે કારપોરેશને તેવણના કુટુંબ ઉપર દીલાસા પત્ર મોકલવો જોઇયે અને આજની સભા મુલતવી રાખવી જોઈયે. એક મીકેનીકલ ઈજનેર તરીકે તેવણે મીલ ઉદયોગને વધારવા તથા ખીલવવા માટે મુખય મદદ કરી હતી, જેથી વેપાર તથા મીલ ઉદયોગને મોટો લાભ થયો છે. ધારા સભાના સભાસદ તરીકે પણ તેવણે વરસો સુધી ઉપીયોગી સેવા બજાવી હતી. મીલવાળાઓની સભાના કારોબારી તરીકે તેમજ જોઇંટ સ્કુલસ કમીટીના સભાસદ તરીકે પણ તેવણે કીમતી સેવા બજાવી હતી. તેવણ જો જીવ્યા હતે, તો એક પત્રના જણાવવા મુજબ તેવણને વધારે ચઢતો ખેતાબ મળયો હતે. જો તેમ થયું હતે તો આપણે તેવણને મુબારકબાદી આપવા ભેગા મળયા હતે, પણ કમનસીબે તેને બદલે આજે તેવણના મરણ માટે વીલાપ કરવા આપણે ભેગા મળયા છીયે.

સર જયોરજ કોટને ઉપલી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે મરહુમ શેઠ નવરોજજી વાહડયા બહુ મોટાં દીલના માણસ હતા, અને પોતાના દરેક ઓધાની ફરજો સંપુરણ રીતે બજાવતા હતા. તેવણના મરણથી મુંબઇના શેહેરીઓએ પોતાનો એક ખરો હીતારથી અને પારસી કોમે એક કાબેલ અગ્રેસર ખોહયો છે, કે જેની જગા પુરાવી મુશકેલ છે.

એ પછી બીજા કેટલાક સભાસદોએ મરહુમ શેઠ નવરોજજીના ભલા ગુણોની સ્તુતી કરનારાં ભાશાણો કરયા બાદ સભા કાંઇ પણ કામ કાજ બજાવ્યા વગર મુલતવી રાખવામાં આવી હતી.

મરહુમ શેઠ નવરોજજી વાહડયાના અકાળ મરણ માટે શોક બતાવવા થકી મુંબઈના **ફ્રીમેસનોની લાડજ** રાઇઝીંગ સ્ટારનો ગમગીનીનો મેળાવડો ગઇ તા૦ ૧૩મી જાનેવારીની રાતના થયો હતો. તે વેળાએ શરૂઆતમાં લાડજના વડા મહા પુજય બીરાદર મી૦ જીજીભાઇ ફરામજી પીટીટે જણાવ્યું કે, બીરાદરો, આપણા પુજય બીરાદર નવરોજજી નશરવાનજી વાહડયા સી૦ આઇ૦ ઈ૦ના અકાળ મરણ માટે શોક કરવા આજે આપણે અતરે ભેગા મળયા છીયે. તેવણનો આતમા આ જંજાળીયતવાળી દુનીયામાંથી છુટો પડીને ગઇ તા૦ ૧૯મી ડીસેમબરનો તે બુલંદ દુનીયામાં ગયો છે. મોતના દેવને, સતા, બાહદુરી, પઇસા, નેકી અથવા બીજાં કશાંથી પણ અટકાવી શકાતો નથી. એ ઉપરથી આપણને ધડો લેવાનો છે કે આપણ સઘળાઓને મોતને શરણ થવાનું છે. મી૦ દારાશાહ રતનજી ચીચગરે જણાવ્યું કે મરહુમ શેઠ નવરોજજી વાહડયાએ કેળવણીના બાબમાં, મુખય કરી ટેકનીકલ કેળવણીના બાબમાં અને મરકી તથા દુકાળ જેવા દુશટ વખતમાં આપણા શેહેરની કીમતી સેવા બજાવી હતી.

બીજા કેટલાક બીરાદરોએ મરહુમ શેઠ નવરોજજીના ભલા ગુણોની સ્તુતી કરયા બાદ બંદગી કરીને હાજર રહેલા બીરાદરો વીખરાયા હતા.

## મરહુમ શેઠ નવરોજજી વાહડયાના મરણની નોંધ લેવા માટે મળેલી મુંબઈની પારસી અંજુમનની સભા.

મરહુમ શેઠ નવરોજજી નસરવાનજી વાહડયા, સી. આઇ. ઇ., નાં અકાળ અને દુઃખદાયક મરણથી પારસી કોમને જે મોટી ખોટ ગઇ છે, તે માટે કોમ તરફની દલગીરી જાહેર કરનારો ઠરાવ પારસી અંજુમનનાં દફતર ઉપર નોંધવા, અને મરહુમ ગ્રહસ્થનાં કુટુંબ ઉપર એક દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ કરવા માટે સમસત અંજુમનની જાહેર મોટી સભા ગઇ તા૦ ૧૨મી ફેબ્રુઅરવારીને દીને આલબલેસ બાગમાં મળી હતી. સભામાં મુંબઇનાં તમામ પેહલે વરગના શેઠયા અને બીજા પુશકલ જરથોસ્તીઓ હાજર થયા હતા.

નામદાર અકાબર સર જમશેદજી જીજીભાઇએ જણાયું કે, આપણા ટોળાના ઘણાક આગેવાન ગ્રહસ્થોએ પારસી પંચાએતનાં ત્રસ્ટી સાહેબો ઉપર મોકલેલાં રેકવીઝીશન ઉપરથી આ સભા બોલાવવામાં આવી છે. આપણા સેક્રેટરી સાહેબ સમસુલ ઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદી એ રેકવીઝીસન તમો સનમુખ વાંચી સંભળાવશે.

સમસુલઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદીએ, આસરે ૧૪૦૦ પારસી ગ્રહસ્થોએ મોકલેલું અંજુમનની સભા બોલાવવાની ત્રસ્ટીઓને એલતેમાસ કરનારૂં રેકવીઝીશન વાંચી સંભળાવયું હતું.

**સર જમશેદજી જીજીભાઇ બારોનેટનું ભાશણ**—મીજલસના સાહેબો, આજે આપણે એક ભલા, ઉદયોગી અને પરમારથી ગ્રહસ્થનાં માનમાં ભેગા મળયા છીએ. મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાહડયાની જીંદગીની વીગતવાર હકીકતોથી તમો સાહેબો વાકેફગાર છો. તે હકીકત એક ચીજ આપણા મનમાં ઠસાવે છે, અને તે એ કે મરહુમ શેઠ નવરોજજી એક જાતી મેહેનતથી વધેલા ગ્રહસ્થ હતા. નાની વયથી ઉદયોગ અને ખંત એક માણુસની હાલત આસતે આસતે કેટલી ચહડતી કરે છે, તેનો દાખલો એવણની જીંદગી ઉપરથી મળે છે. હાલના વખતમાં ઘણીકવાર કહેવામાં આવે છે કે આપણા પારસી જવાનો અંગબળ વાપરવું પડે એવાં કામોમાં પડવાને પછાત રહી કલમ ઘસડવાનાં કામ તરફ વધારે ભાવ દેખાડે છે. એવા જવાનો સનમુખ શેઠ નવરોજજી વાહડયાની જીંદગી એક નકલ કરવા જોગ દાખલો ધરે છે. એઓએ ધારણ કરેલા "મોટો"ના કીમતી શબદો મુજબ અમલ કરી તેવણ ખોદાની મેહેરથી આબાદ અને ચહડતી હાલતે પુગા હતા, અને તે હાલતમાં આવી તેવણ પોતાના ટોળાના ઘણાકોને ઉપયોગી થતા હતા. ખંત અને ઉદયોગ જે બચપણથી એવણના જાતી ગુણો થઇ પડયા હતા, તે મોટી ઉમરે પોતાના ટોળાના અને પોતાનાં શેહેરના લાભો માટેના ઘણાંક ઉપયોગી કામોમાં એઓ વાપરવા લાગા, અને જે કામો પોતે હાથ ધરતા તે ફતેહમંદી સાથે સરંજામ પુગાડતા હતા. એવણની જીંદગી આપણા જવાનોને જે કીમતી બોધ આપે છે તે એકેએક માણુસ ફકત કલમની મદદથી અથવા સાહીત્ય સંબંધી કામોમાં પડવાથીજ કીરતીની નોકે પહોંચી શકે છે એમ નથી, પણ જો તે ચાહે તો પોતાનાં અંગને મરોડી યંત્રકળા વગેરે હુનરોનાં કામથી પણ કીરતી મેળવી શકે. આવા હાથના હુનરોની કેળવણીના વધારા માટે આપણી ટેકનીકલ કાલેજના એક ઉમંગી સેક્રેટરી તરીકે મરહુમ વાહડયાજીએ એક ઘણો ઉમંગી ભાગ લીધો હતો. પોતાના ટોળા માટેનાં ભલાંની જે કાળજી એવણે પોતાની જીંદગીમાં અને ખાસ કરી તેનાં છેલ્લાં પાંચ સાત વરસ એવણ ઘણી દેખાડતા હતા, તે કાળજીનાં પરીણામ તરીકે આપણ જોઇયે છીએ કે એવણ સાહેબે પોતાનાં વસીઅતનામામાં રૂ૩૦ લાખની નાદર રકમ પારસી ટોળાનાં ભલાં કાજે આપી છે. જે ભલી નેમથી એવણે પોતાના પારસી ભાઇઓ ઉપર પોતાની જીંદગીમાં ઉપકાર કરયો હતો, તેજ ભલી નેમથી પોતાનાં મરણ બાદ પણ એવણે ઉપકાર કરયો છે. આપણા નાહના ટોળાએ આ છેલ્લાં બે વરસમા ઘણા ભલા અને ટોળાને ઉપ-

યોગી શખસો કમનસીબે ખોયા છે, તેઓની ટીપમાં શેઠ નવરોનજી વહાડયા જેવા એક ઉદયોગી નરનાં મરણથી વધારો થયો છે. એ પ્રસંગે આપણી સરવેની દીલસોજી મરનારનાં વીધવા બાઇ જરબાઇ તથા તેવણુના બેટાઓ તરફ છે, કે ખોદાતાલા તેઓ ઉપર પડેલું દુઃખ હીમત અને સબુરીથી ખમવાને તેઓને શકતીવાન કરે. પેહેલી દરખાસ્ત રજુ કરવાને હું સર જહાંગીર કાવસજી રેડીમનીને ફરમાસ કરૂં છું.

**સર જહાંગીર કાવસજી જહાંગીર રેડીમનીએ** દરખાસ્ત કરી કે, "શેઠ નવરોજજી નશરવાનજી વાહડીયા, સી. આઇ. ઇ., જેવણુ રોજ ૬ ઠો માહા ૪ થો શેહેનશાહી સને ૧૨૬૯ યઝદેજરદી, તા૦ ૧૯ મી ડીશેબમર સને ૧૮૯૯ ને વાર મંગળને દીને ૫૦ વરસની ઉમરે-ઈંગલંડમાં બોરનમાઉથ ખાતે હક થયા છે, તેવણુનાં દુઃખદાયક મરણ માટે જરથોસ્તી અંજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે. આ શેહેરમાં એલમ હુનરનો વધારો કરવામાં એવણ સાહેબે આગેવાન ભાગ લીધો હતો. સઘળી કોમોના સામાનય લાભોના કેટલાંક કામો ઉપરાંત પારસી ટોળાના લાભોનાં ઘણાંક કામોમાં પણ એવણ સાહેબે ઘણો ઉલટમંદ ભાગ લીધો હતો. પોતાની હયાતીમાં એવણે પારસીઓને લગતાં કેટલાંક ધરમનાં કામોમાં નાણાંની સારી મદદ કરી હતી, અને તેમાં પારસી પંચાયતનાં ફંડોમાં રૂ૨૧૦૦૦) ની રકમ આપી હતી. વળી પોતાના વસીયતનામામાં પારસીઓના લાભ કાજે રૂ૩૫૧૦૦૦ ની નાદર રકમ આપવાનું ફરમાવી એવણ સાહેબે પોતાના ટોળા તરફ ભલી લાગણી દેખાડી છે. એવા એક ઉદયોગી, ટોળાનાં ભલાં માટે દીલસોજી દેખાડનાર, અને સખીવજુદ અકાબરને ખોવા માટે અંજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે અને પોતાના સરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટને અરજ કરે છે કે આ ઠરાવની એક નક્લ પારસી પંચાયતનાં ધરમના ફંડો તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબો ઉપર અંજુમનનાં દફતરમાં નોધવા માટે મોકલાવવી અને એક એક નકલ મરનારનાં વીધવા બાઇ જરબાઇ નવરોજજી નશરવાનજી વાહડયા ઉપર અને વડા બેટા શેઠ ખરશેદજી નવરોજજી નશરવાનજી વાહડયા ઉપર એક ઘટતાં પત્ર સાથે મોકલાવવી."

સર જહાંગીરે જણાવયું કે આજે આપણે એક ભલા અને ઉદયોગી ગ્રહસ્થનાં અકાળ મરણથી કોમને ગયલી ખોટ માટે દલગીરી બતાવવા ભેગા મળયા છીએ. મરહુમ શેઠ નવરોજજી વહાડયાની જીંદગીનો જે વીગતવાર હેવાલ સર જમશેદજીએ આપયો છે, તે પછી હું વધારે બોલવા માંગતો નથી. અગરજો મોતે મરહુમ શેઠ નવરોજજી વાહડયાને આપણી વચેથી છીનવી લીધા ન હતે, તો આપણી કોમ માટે હજી ઘણાંક વધુ સારાં કામો કરીને વાહડયાજીનાં નામને જેબ આપતે. તેવણુ વધારે વખત જીવતે, તો ખચીતજ પોતાની મેહેનત, ઉદયોગ તથા ચંચળાઇથી મેળવેલી દોલતનો એક ભાગ પોતાની કોમના તથા પરકોમના લાભો માટે સખાવતમાં આપયો છે, તેમાં તેવણુ વધારો કરતે. તમો સાહેબોએ જોયું છે કે, મરનારે રૂ૩૫૦૦૦૦ ની રકમ આપણી કોમના લાભનાં કામોમાં આપી છે. તેથી જરથોસ્તી ભાઇઓની ફરજ છે કે, એવા સખાવતી નરનાં મરણ માટે દલગીરી જાહેર કરવી અને તેવણુનાં કુટુંબ ઉપર :દીલાસાપત્ર મોકલવો. હું આશા રાખું છું કે, આ દરખાસ્ત તમે એકમતે પસાર કરશો.

**આનરેબલ શેઠ બમનજી દીનશાહ પીટીટનું ભાશણ**—સરનશીન સાહેબ તથા ગ્રહસ્થો—ઉપલી દરખાસ્તને ટેકો આપતાં મારી તરફથી કશી પણ લાંબી સીફારસની જરૂર નથી, કારણ મરહુમ નવરોજજી વાહડયાનાં નામ તેમજ નેક કામોથી સઉ કોઇ પુરતી રીતે માહીતગાર છે. તોપણ મરહુમની કીરતીવંત કારકીરદી દરમયાન એવણના અનેક પ્રકારના સદગુણોમાં વધુ પ્રકાશી નીકળેલા ગુણો ઉપર થોડું ઘણું વીવેચન કરવા માગું છું. મરહુમની કીરતીનો મુળ પાયો એવણનું આપબળ તથા ખંતીપણું હતાં, જેની રૂએ એક નજીવા ઓધા ઉપરથી રફતે રફતે વધીને મોટા અધીકાર તેમજ માન મરતબાની ટોંચ સુધી પુગવાને શકતીવાન થયા હતા. મર

મની આ ખુબીઓ જેટલી આપણાં વખાણને લાયક છે, તેટલીજ ઉઘરતા જવાનોને બોધકારક છે. પોતે ઊંચે દરજજે ચહડયા અને પઇસે પુર થયા, તેની ખુશાલીમાં આવી જઇને બીજાઓને મદદ કરવાની પોતાની ફરજમાં એવણ પાછળ પડયા ન હતા. પોતાની તેમજ પારકી કોમના લાયક જવાનોને એલમ હુનર અખતયાર કરવાનાં સાધનો પુરાં પાડવામાં તેવણ ઘણી કાળજી રાખતા હતા. એક દેશની આબાદી એલમ હુનરોનીં ખીલવણીમાં મરહુમ પુરેપુરી સમજતા હતા. તેજ કારણને લીધે ટેકનીકલ કાલેજ જયારથી ઉભી થઇ, ત્યારથી તે એવણનાં મરણ સુધી તેના આનરરી સેક્રેટરી તરીકે મરહુમ ઘણો અગત્યનો તથા આગેવાન ભાગ પુર ઉમંગથી લેતા હતા. સામાન્ય પ્રજા લાભ સાચવવા ઉપરાંત પોતાના હમજાતીઓની હાજતો પુરી પાડવામાં મરહુમ બહુ ખંતી હતા. ગરીબ જરથોસ્તીઓને ઉદયોગી બનાવવામાં, તેમને કેળવણીનાં રૂડાં ફળ ચખાડવામાં, મરકી તથા દુકાળના બુરા હીંગામમાં ખાધખોરાકી પુરી પાડવામાં, તેવણે પોતાની હઇયાતીમાં લગભગ ૧।।। પોણા બે લાખની મોટી રકમ ખરચી નાખી હતી. તેમજ પોતાનાં મરણ બાદ પોતાના કમનસીબ હમજાતીઓની મુશકેલીઓ દુર કરવાના હેતુથી ૨૩।। લાખની બાદશાહી રકમ મરહુમ મુકી ગયા છે. મુંબઈમાં ચાલતી જીવલેન મરકીના દુઃખદાયક અનુભવપરથી મરહુમનું ધયાન વચલે વાંધેના જરથોસ્તીઓ માટે સુખાકારી ભરયાં મકાનો બંધાવી આપવા તરફ ગયું હતું. કમનસીબે તે શુભ કામ હાર પાડવાને જાલમ મોતે એવણને યારી આપી નથી, તોપણ જે ગંજાવર રકમ એવણ પારસીઓના લાભ અરથે વાપરવા ફરમાવી ગયા છે, તેમાંથી એ અગત્યની હાજત પુરી પાડવામાં આવશે, એવી આપણે આશા રાખયે છીએ. મરહુમની જાહેર કારકીરદી જગ આશકારા છે, એવણની ટુંક જીંદગીમાં અનેક જાહેર હીલચાલોમાં એવણે આગેવાન ભાગ લીધો હતો. એક મયુનીસીપલ કાઉનસીલર તરીકે, એક પોરટ ટ્રસ્ટી તરીકે, ગવરનરની ધારાસભાના એક સભાસદ તરીકે, તેમજ પારસી પંચાયતના એક ટ્રસ્ટી તરીકે, મરહુમે પોતાના બોહોળા અનુભવ તેમજ ઉંચી બુધીથી પ્રજા તેમજ પારસીઓની કીમતી સેવાઓ બજાવી છે. આવા એક નરનું અકાળ મરણ એક ખરેખરી જાહેર અને નહી પુરી શકાય એવી ખોટ છે. પારસીઓએ એક કીમતી મદદગાર તથા ભલો મીત્ર ખોયો છે, તથા તેઓપર થોડા અરસામાં પડેલી ઉપરા સાપરી આફતોમાં એક મોટો ઉમેરો થયો છે. મરહુમ નવરોજજી વાહડયાએ ઘણું કર્યું છે અને જો જીંદગી યારી આપતે તો હજી એવણ ઘણું કરતે, પણ કમનસીબે જાલમ મોતે એક કીરતીવંત અને ઉપયોગી જીંદગીને કવખતે સદાની બુઝાવી નાખી છે.

**ડાકટર કાવસજી એદલજી દાદાચાનજીએ** જણાવયું કે મરહુમ શેઠ નવરોજજી વાહડયા જરથોસ્તીઓનાં મરણ વખતનાં અરસપરસના લાભનાં ફંડના સરનશીન હતા. એ ફંડના સેક્રેટરી તરીકે હું તેવણના નીકટ સંબંધમાં આવયો હતો. તે દરમયાન મને મળેલા જાતી અનુભવ ઉપરથી હું કહી શકું છું કે મરહુમ શેઠ નવરોજજી વાહડયા, મધયમ તથા ગરીબ વરગના પારસીઓ તરફ અત્યંત દીલસોજી બતાવતા હતા, તથા તેઓનાં ભલા માટે બહુ કાળજી રાખતા હતા. હું તેવણની મુલાકાત લેતો ત્યારે મને અનેક સવાલો કરતા કે મધયમ તથા ગરીબ વરગના પારસીઓની હાલત સુધારવા માટે શા ઇલાજો લેવા જોઇયે છે. હું તેવણને જણાવતો કે સાહેબ એ કામ બહુ મુશકેલ છે. પણ તેવણ અનેક કારણો તથા ઇલાજ બતાવી એ મુશકેલી દુર કરી દેખાડતા હતા. ટેકનીકલ કાલેજના સેક્રેટરી તરીકે તેવણે કેવી અમુલ્ય સેવા બજાવી, એ ખાતાંને હાલની આબાદ હાલત ઉપર લાવી મેલયું છે? મયુનીસીપલ કારપોરેશનમાં તેવણ સરકારના પ્રતીનીધી તરીકે બીરાજતા હતા, છતાં કર ભરનારાઓના લાખો રૂપીઆ તેવણ બચાવી ગયા છે. જમીનનાં પેટામાં જમાવ થયલાં પાણીની વ્યવસ્થા કરનારી લાખોના ખરચની યોજના મ્યુનીસીપલ એનજીનીયર મી૰ સ્મીથે રચી હતી. મરનારે અભીપ્રાય આપયો હતો કે, એ યોજના તદન નકામી છે. આ સવાલના સંબંધમાંજ મરહુમ શેઠ નવરોજજી વાહડયાની કાબેલીયત ભરી

સલાહનાં પરીણામમાં મયુનીસીપાલીટીને રૂપીઆ ૮ લાખથી રૂપીઆ ૧૦ લાખનો ફાયદો થયો છે. ત્રીજો દાખલો મુળ કેળવણીની શાળાઓનો લેવો. મરહુમ ગ્રહસ્થે જોઇંટ સ્કુલ્સની ઇમારતો સુખશાંતીના બાબમાં બહુ કંગાળ હાલતમાં હોવાથી તે ઉપર સરકારનું ધયાન ખેંચયું હતું, જેનાં પરીણામમાં નામદાર ગવરનરે મુળ કેળવણીની શાળાઓની મુલાકાત લીધી હતી, અને મુળ કેળવણીની શાળાઓનાં મકાનોની હાલત સુધારવા માટે કારપોરેશને કહાડેલી રકમમાં રૂપ્યા ૩૫૦,૦૦૦ ની રકમ આપી હતી. મુંબઇ શેહેર સુધારવા માટે જે ત્રસ્ટ નેમાયું છે, તે સંબંધ ગલાસગો શેહેરનાં એવાજ પ્રકારનાં ત્રસ્ટની ગોઠવણો તથા કામોનો મરનારે અભ્યાસ કરયો હતો, અને તેને લગતાં ચોપાનીઆઓ, પુસ્તકો વગેરે લાવી, તે ઉપર લાગતાવળગતાઓનું ધયાન ખેંચવા માટે તે તેમના ઉપર મોકલી આપયાં હતાં, એ ચોપાનીઆઓની પોહોચ તેઓએ ઉપકાર સહીત સ્વીકારી હતી. નામદાર ગવરનર લારડ સેંડહરસ્ટે, મરનારને જણાવયું હતું કે તમારા જેવા લાયક ગ્રહસ્થ ત્રસ્ટની બોરડમાં જોડાશે, તો તેનું કામ ફતેહમંદીથી હાર પાડી શકાશે. પણ મરનાર ગ્રહસ્થે પોતાની નાદરૂસ્ત તબીયતને લીધે એ ઓધો સ્વીકારવાને ના પાડી હતી. એ વીગેરેનું બીજું કેટલુંક વીવેચન ડા૦ દાદાચાંનજીએ કરયું હતું. તે પછે મત લેતાં દરખાસ્ત પસાર થઇ હતી.

**મરનારની યાદગારી કાયમ રાખવાની હીલચાલ**—મી૦ મેરવાનજી ફરદુનજી મરઝબાને દરખાસ્ત કરી કે, "જરથોસ્તી કોમના આગેવાન અને આબરૂદાર ગ્રહસથોએ કરેલી એલતેમાસને માન આપીને પારસી પંચાયતનાં ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ત્રસ્ટી સાહેબોએ આ સભા બોલાવી, તે માટે આ સભા તે સાહેબોનો ઉપકાર માને છે." તેવણે જણાવયું કે, શેહેરમાં એવી ચરચા થઇ છે કે મરનારનાં મરણ માટે દલગીરી બતાવવાને અંજુમનની સભા બોલાવવામાં આવી છે, પણ તેવણની યાદગારી કાયમ રાખવાને કશા ઇલાજો લેવામાં આવયા નથી. પણ હું જણાવવાને શકતીવાન છું કે, મરનારના દોસ્ત આસનાવો તરફથી એવી હીલચાલ થાય છે, જેથી મરનારની યાદગારી પણ જાળવી રાખવામાં આવશે.

મી૦ જમશેદજી બમનજી વાહડયાએ દરખાસ્તને ટેકો આપયો હતો, જે મત લેતાં પસાર થઇ હતી. સેવટે મકાનનાં વાલીઓનો તથા સરનશીનનો ઉપકાર માંનીને સભા બરખાસ્ત થઇ હતી.

ઉપલી સભામાં થયલા ઠરાવની રૂએ સભાના સરનશીન સર જમશેદજી જીજીભાઇ બારોનેટે મરહુમ શેઠ નવરોજજીના વીધવા બાઇ જરબાઈ ઉપર તેમજ તેવણના વડા દીકરા મી૦ ખરશેદજી નવરોજજી વાહડયા ઉપર દીલાસા પત્રો લખો અંજુમનની દલગીરી જાહેર કરી હતી. સર જમશેદજીના એ પત્રોના જવાબમાં મરહુમ શેઠ નવરોજજી વાહડયાના વીધવા બાઇ જરબાઇ તરફથી તથા તેમના વડા દીકરા શેઠ ખરશેદજી તરફથી સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ઉપર નીચલો પત્ર મોકળવામાં આવ્યો હતો:—

"જત તમો નામદારનો પત્ર ૧) ચાલતા માસની તા૦ ૧૨ મીનો લખેલો પોહોંચયો છે. તેમાં લખવા પ્રમાણે અમારા નેક ખાવીંદ શેઠ નવરોજજી નશરવાનજી વાહડયા સી. આઇ. ઈ. જેવણ રોજ ૬ ઠો માહા ૪ થો શેહેનશાહી સને ૧૨૬૯ યઝદેજરદી તા૦ ૧૯ મી ડીસેમબર સને ૧૮૯૯ ને દીને હક થયા છે, તેવણનાં દુ:ખદાયક મરણથી જરથોસતી કોમમાં દલગીરી ફેલાઇ છે માટે તેવણનાં મરણ બાએની દલગીરી ભરી નોધ પારશી પંચાયતના દફતરમાં કરવા આપણી સમસત જરથોશતી અંજુમનની એક જાહેર સભા ભેગી કરવા માટે પારસી પંચાયતના ત્રસટી સાહેબો ઉપર આપણા ટોળાના ઘણાએક આગેવાન ગ્રહસ્થોએ એક રેકવીઝીશન મોકલ્યું હતું; તે રેકવીઝીશનમાં કરેલી એલતેમાસને માન આપી પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોએ આ અંજુમનની એક જાહેર સભા રોજ ૩૦ મો માહા ૫ મો, શેહેનશાહી સને ૧૨૬૯ યઝદેજરદી તા૦ ૧૧ મી ફેબરવારીને વાર રવેઉને દીને ગીરગામ મધે મરહુમ શેઠ એદલજી

પરામજી કરાણીના આલબલેસ બાગમાં બોલાવી હતી. તે વેળાએ તમો નામદારની સરનશીન-પણા હેઠળ તે સભાએ અમારા મરહુમ નેક ખાવીંદનાં મરણ બાબે જે દલગીરીનો ઠરાવ કરયો, તેની નકલ પણ અમોને મળી છે. એ બાબે અમો પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોનો તથા મુંબઈની જરથોસ્તી અંજુમનનો મોટો ઉપકાર માનયે છીયે."

મરહુમ શેઠ નવરોજીના મરણ માટે ખેદ બતાવનારા જે દીલાસા પત્રો મુંબઇના પોરટ ત્રસ્ટીઓ તેમજ મયુનીસીપલ કારપોરેશને અને ધોબીતલાવના જરથોસ્તી રહીશોની જાહેર સભાએ શેઠ નવરોજજીના કુટુંબ ઉપર મોકળયા હતા, તેના જવાબમાં શેઠ નવરોજજીના વડા દીકરા મી૦ ખરશેદજી નવરોજજી વાહડયાએ પોરટ ત્રસ્ટીઓ તથા કારપોરેશનનો અને ધોબીત-લાવના જરથોસ્તી રહીશોનો આભાર માનનારા પત્રો લખી મોકળયા હતા, જેની ઉપલાં બંને મંડળોની સભાઓમાં ઘટતી નોધ લેવાઈ હતી.

મરહુમ શેઠ નવરોજજી વાહડયા હસતકની મીલોના જરથોસ્તી કામદારોએ એવણની યાદ-ગારી કાયમ રાખવા સારૂં પોતામાં ઉઘરાણું કરીને ૨૨૦૦૦) બે હજારના પોરત ત્રસ્ત બોંદ મરહુમ શેઠ બનાજી લીમજીની દરેમેહેરને લગતાં યજરને, ગંબાર અને જશન ફંડમાં સ્વધીન કરવામાં આવયાં હતાં એવી શરતે કે તે બોંદના વ્યાજમાંથી અરધુ બ્યાજ મરહુમ શેઠની દર માસના રોજને દીને એ દરેમેહેરમાં આફરગાન, બાજ, દરૂન, કરાવવું તથા અરધુ વયાજ એ ફંડ અસતકના ચાલુ ખરચખાતે વાપરવું.

## મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડયાના મરણની ઘણાંક આગેવાન વરતમાનપત્રોએ લીધેલી નોધ.

શેઠ નવરોજજી નશરવાંનજી વહાડયાના મરણની નોંધ હીંદુસ્થાનના આગેવાન ઇંગ્રેજી તેમજ ગુજરાતી વરતમાનપત્રો અને ચોપાનીયાંઓએ લીધી હતી, એટલુંજ નહી પણ દુનીયામાં વખણાયલાં લંડનના ધી "ટાઇમસ" પત્રે અને "ઇંડયા" "ઓવરલેંડ મેલ," "વોટરલુ એંડ ક્રોસબી હેરલ્ડ" "ઓલ્ડહેમ ક્રોનીકલ," વગેરે બીજાં ઘણાક પત્રોએ શેઠ નવરોજજી વાડયાના મરણ માટે પોતાનો ખેદ જાહેર કરયો હતો. લંડનના ધી "ટાઇમસ" પત્રે શેઠ નવરોજી વાહડ-યાના મરણની નોધ નીચે મુજબ લીધી હતી:—

"The Honourable Nawroji N. Wadia C. I. E., Mill-owner of Bombay, died at Boscombe, Bournemouth, on Tuesday, at the age of 52. Mr. Wadia, who was educated in this country and obtained his engineering experience in Lancashire, was instrumental in developing the cotton mill industry which has been so prominent a feature in Bombay for the last 30 years. To him was mainly due the introduction of the manufacturing and the dyeing industry. He founded and owned four or five mills in Bombay and his mechanical and engineering knowledge was so extensive that he was appointed by Lord Reay a member of the Legislative Council and continued under Lord Harris for many years, rendering great assistance in the passing of industrial and sanitary measures for Bombay. Mr. Wadia was secretary of the Victoria Technical College, which reached a very high state of efficiency under his care. He gave largely to Parsee and other charities, and was held in respect by the Government and the people."

"મુંબઇના એક મીલ માલેક આનરેબલ નવરોજી એન. વાડયા સી. આઇ. ઇ. ગઈ કાલે ૫૦ વરસની વયે બોરનમાઉથના બોસકોંબ ખાતે મરણ પામયા હતા. મી૰ વાડયા, જેવણે આ દેશમાં કેળવણી લીધી હતી, તથા પોતાનો ઇજનેરી અનુભવ લેંકેશાયર પ્રગણામાં મેળવ્યો હતો, તેવણ રૂની મીલોનો ઉદયોગ ખીલવવામાં મોટા મદદગાર થઈ પડયા હતા, કે જે ઉદયોગ છેલાં ૩૦ વરસ થયાં મુંબઇમાં મોટી અગત ધરાવનારો થઈ પડયો છે. મુંબઈમાં દાખલ થયેલો રંગવાનો ઉદયોગ મોટે દરજજે તેવણને આભારી છે. તેવણે મુંબઇમાં ચાર પાંચ મીલો પોતાની માલેકી હેઠલ સથાપી હતી અને તેવણનું ઇજનેરી તથા સાંચાકામને લગતું જ્ઞાન એટલું બધું બોહલું હતું કે લારડ રેએ તેવણને ધારા સભાના એક સભાસદ નેમયા હતા, જે ઓધો તેવણે લારડ હેરીસના અમલમાં પણ કેટલાંક વરસો સુધી ભોગવ્યો હતો તથા મુંબઇ શેહેરમાં ઉદયોગ હુનરો તથા સુખશાંતીને લગતા સુધારાઓ દાખલ કરાવવામાં મોટી મદદ કરી હતી. મરહુમ મી૰ વાડયા વીકટોરીયા ટેકનીકલ કાલેજના સેક્રેટરી હતા, કે જે ખાતું તેવણની સંભાળ હેઠલ બહું ઉંચી પંકતીએ ચહડયું છે. તેવણ પારસી કોમના તેમજ બીજાં ધરમખાતાંઓને મોટી મદદ કરતા હતા, અને સરકાર તેમજ પ્રજા તેવણને એક સરખુ માન આપતી હતી".

લનડન, ટાઇમશ—તા૰ ૨૦ મી ડીસેમબર ૧૮૯૯.

શેઠ નવરોજી વાડયાના મરણ વીશે લખતાં "વેટરલુ એંડ ક્રોસબી હેરલ્ડ" પત્ર નીચે મુજબ વીવેચન કરે છે:—

"..........મી૰ વાડયાએ પોતાની જીંદગીની શરૂઆતનો કેટલોક ભાગ આ જીલ્લામાં પસાર કરયો હતો અને તેવણે કાઉનસીલર જી૰ ડી૰ કીલીની સાથે એકજ નીશાળમાં અભયાસ કરયો હતો. મરહુમ મી૰ વાડયા કરતાં વધારે બાહોશ, વધારે સાદો અને વધારે માયાળુ સવભાવનો માણસ કદી પેદા થયો હશે નહીં. તેવણે કાંઇ પણ ઘોંગાટ કરયા વગર છુપે નામે ઘણાક ભલાં અને પરમારથી કામો કરયાં હતાં. તેવણના મરણથી મુંબઇ શેહેરને મોટી ખોટ ગઇ છે. તેવણની જાહેર સેવાઓ તેવણની શકતી ઉપરાંત વધુ થઇ પડવાથી આટલી ટુક વયે તેવણનું મરણ નીપજયું છે. વેપાર ધંધા તથા પરમારથી કામોમાં આવું સારૂ નામ કહાડનારા ગરહસથની શરૂઆતની કેળવણીના મઠક તરીકે આ જીલ્લાએ ખરેખર મગરૂર થવું જોઇએ.........."

# OPINIONS OF THE PRESS.

## ( THE ADVOCATE OF INDIA, December 20, 1899. )

## DEATH OF MR. NOWROJI N. WADIA, C. I. E.

We regret to announce the death of Mr. Nowrojee Nasserwanji Wadia, C. I. E., which took place at 11-45 a. m. yesterday at Bournemouth. The deceased gentleman proceeded to Europe last December for the benefit of his health and was 50 years of age at the time of his death. Mr. Wadia had been for years intimately associated with almost every great movement but particularly with those of an industrial and educational character. He was born in 1849 and when only eleven years of age was sent to a school near Liverpool and there he received the rudiments of a thoroughly good English education. Having a natural liking for mechanics, he joined the Royal Mills as assistant engineer to his father. His first venture was the designing and constructing of machinery for paper-making but this turned out unsuccessful. Sir Dinshaw Manockjee Petit secured the services of Mr. Wadia in 1874 and he was subsequently appointed as manager of the mills built and purchased by the firm. Some time ago Mr. Wadia added to his reputation as an engineer by designing and erecting one of the largest engines in the world for the Manockji Petit Mills.

In connection with the promotion of technical education Mr. Wadia has been an energetic worker. He worked hard with the assistance and encouragement of Lord Reay and Sir Frank Forbes Adam to utilize the munificence of Sir Dinshah Petit and secured much of the machinery for the workshops of the Victoria Jubilee Technical Institute as a gift. Mr. Wadia devoted the best of his life to the affairs of Bombay. As an Additional Member of the Legislative Council he rendered very valuable assistance and his honest criticism and useful work was much appreciated by the people and the successive Governors and Members of Council. Mr. Wadia's work in the Municipal affairs of the city will be remembered both for the magnitude and the importance of the labour and interests involved in his proposals for amending the building bye laws, the drainage and sub-soil question and the introduction of steel meter mains. Mr. Wadia also took a very prominent part in the deliberations of the Port Trust, of which he was a member for some time, and his valuable co-operation was recognised by the Chairman and the members of that body. He was Deputy Chairman of the Millowners' Association and rendered valuable services on the committee by his sound knowledge and judgment. As Chairman of the Joint Schools Committee his best endeavours were directed towards improving the position of the underpaid teachers and securing ample and healthy accommodation for its ill-housed schools in the various parts of the city. The best work of his life has been the advancement of technical education throughout the Presidency. Mr. Wadia took a prominent part in the establishment of the Victoria Jubilee Technical Institute and worked as its honorary secretary for over eleven years amidst various difficulties, and his industrious and disinterested services in that cause, accompanied with a long purse, were freely drawn on in the best interests of the city.

At the time of his departure for Europe the students of the Technical Institute presented Mr. Wadia with an address on the bunder, in replying to which he thanked the students for their kind feelings and wishes. He assured them that he had their interests always at heart, and that the best object of his life was to improve the prospects of those who took advantage of the education given by the Institute. He expressed a hope and wish that he could prove still more useful to the Institute. However, he felt assured that their interests would be best looked after by his friend the Principal, and that in Sir George Cotton they had one who would be at all times ready and willing to lend his support to the work of technical education.

Mr. Wadia was one of the most useful members of his community. The deceased leaves behind him a large family and a wide circle of friends, both European and Native, to mourn his loss.

As a mark of respect to the memory of the deceased, the Victoria Jubilee Technical Institute, the Sir Jamsetji Jeejeebhoy Parsee Benevolent Institution and other Parsee charitable institutions were closed.

વારસો મળ્યો તેનાં શુભ ફળ મરહુમે પોતાની જીંદગીભર ઉદયોગ હુન્નરોનાં કામોથી ખીલવી દેખાડયાં. તે કામો જેમ ઉદયોગ હુન્નરોનાં ખાતાં સ્થાપવાનાં તેમજ ઉદયોગ હુન્નરોની કેળવણી આપવાનાં એવી બેહુ કીસમનાં થયાં છે, અને આ એક એવું વિશાલ ક્ષેત્ર મરહુમે હાથ કરેલું હતું કે ઉપયોગી કાર્યોનું તેવું બોહલું મેદાન થોડાજ ભાગ્યશાલી પુરૂશો ભોગવી ગયા છે. એ મેદાનમાં કામ કરનારા મરહુમ મી૦ વાડિયા એકલાજ હતા, તોપણ બાર હાથના જેટલું કામ બજાવીને તેવણ પોતાના ઉપયોગીપણાની ઈધાણીઓ મુકી ગયા છે.

રૂનાં કાપડ સુતરનાં કારખાનાઓ મુંબઈએ મરહુમનાં જન્મ આગમચનાં જોયાં છે, પણ એ ઉદયોગમાં ઘણેક સુધારો વધારો કરવાનું માન મરહુમે પોતેજ મેળવ્યું છે. તેઓ મધે સુતર અને કાપડ રંગવાનો ઉદયોગ, મોંજાંની વણતનો ઉદયોગ વગેરે ખીલવા માટે એ મરહુમને ખાસ આભારી છે. બીજા હાથ ઉપર એ અને બીજા ઊંચા ઉદયોગોમાં ભાગ લેવાને સંખ્યાબંધ દેશી જુવાન્યાઓનું વધી પડવું એ પણ મરહુમની ઉદયોગ હુન્નરો સંબંધી ઉમંગી ખંત અને દેશ હિતકારી કાળજીનો પ્રતાપ છે. મહારાણીશ્રીની જ્યુબિલીની યાદગારીમાં વિકટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટીટયુટ ફતેહમંદી સાથ ઉભી થવા અને ચાલવા પામી છે, તે મરહુમ મી૦ વાડિયાથીજ છે. તેવણે એ ખાતાંને જન્મ આપ્યો, અને જન્મથીજ પગભર પાયા ઉપર સ્થાપીને ચાલુ રાખવાની સઘળી યોજના એમની અનુભવી કલ્પના તથા માહિતગારીથીજ પાર પડી છે. કે જેના પ્રતાપથી વર્ષોવર્ષ સંખ્યાબંધ દેશી જુવાનો ઈજનેર કળા અને ઉદયોગ હુન્નરોનું જ્ઞાન મેળવીને ધંધે લાગે છે તથા દેશની આબાદી ખીલવનારા ઉદયોગોને આગળ વધારે છે.

એમની કારકીર્દિનો સામટો તોલ કરતાં મરહુમ મી૦ વાડિયાની બે ખુબીઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે—તેમાં એક એ મરહુમની શોધકબુદ્ધિ અને બીજી એમની રચનાશક્તિ છે. આપણા દેશી જાહેર પુરૂષોમાં એ બેહુ સદગુણોની મેળાવટ ધરાવનારાઓની મોટી ખુટ છે. શોધકબુદ્ધિ, તે કાંઈ નવી નવી કળાકોશળ્યો અથવા નવા નવા મુલકો અથવા એલમનાં નવાં નવાં સિદ્ધાંતો શોધી કાહાડવાની શકિત વિષે અમે કેહતા નથી. પણ લોકોની હાજતો ઉપર ધ્યાન પુગાડવું, અને તેમાંથી મોટી ખાસ હાજતો શી છે તે શોધી કાહાડવું અને તે હાજતોના ઉપાયો શોધી કાહાડવા એ પણ શોધક બુદ્ધિનુંજ કામ છે, અને એ ઉપયોગી સદગુણ આપણે મરહુમ મી૦ નવરોજજી નસરવાનજી વાડિયા, સી. આઇ. ઈ. માં અજાયબ જેવો ખીલેલો દીઠો છે. દેશમાં ઉદયોગ હુન્નરોનો વધારો કરવાનો એકજ ઉપાય ઉદયોગ હુન્નરોની કેળવણી આપવાનો છે, એટલું ઉદયોગ હુન્નરો સંબંધી પોતાની જાતી અજમાશથી જોયા પછી જે એકજ ઉપાય તે ઉપર તેવણે અમલ કીધો છે. એ રીતે શોધક બુદ્ધિથી ઉપાય શોધી કાહાડયા પછી તે ઉપર અમલ કરવામાં તેવણે પોતાની રચના શક્તિ વાપરી છે. જે બારીકે બારીક વિગતોથી તેવણે આપણી ટેકનિકલ કાલેજનું નવુંસવું અને નવાઇ જેવું ખાતું પાર પાડયું છે, તેમાં એ ખાતાંને માટે જોઇતું ફંડ ભરાવવા, હથિયારો અને ઓજારોની જોઇતી સામગ્રી સજ્જ રાખવા, ઉસ્તાદો અને શિક્ષકોને બોલાવી નેમવા, તેમની મારફતે અપાતાં શિક્ષનનાં ધોરણો રચવાં અને તે સર્વેથી માત્ર પેહલાં બેજ વર્ષનાં એક નવાં ખાતાંને બસો વર્ષનાં મહાભારત ખાતાં જેવું મજબુત અને ફતેહમંદ બનાવી મેળવાને મરહુમની સઘળી શોધકબુદ્ધિ પછી સઘળી રચના શક્તિ કામ લાગી છે, અને તેબી એટલી હદ સુધી કે એ ખાતાંમાંથી છોકરાઓને કેળવીને પસાર કરવામાંજ તેવણની ખંત અને ઉલટ પુરી થઈ નથી, પણ પસાર થયા પછી તેઓ બરાબર ધંધે લાગે છે કે નહી તે જોવાને તથા તેનો હિસાબ રાખવાને તેવણે ખાસ યોજના રચી છે. દુકાળનાં વર્ષમાં સસતે ભાવે અનાજ વેચવાની દુકાનો ઊઘાડવાની અને મરકીના વર્ષમાં સંકટ નિવારણ ફંડ ઉભાં કરી લોકોને હેલાયદાં રાખવા વગેરે કામોની યોજનાઓ પણ મરહુમ મી૦ વાડિયાનીજ

શોધકબુદ્ધિ અને રચનાશક્તિને આભારી છે. દુકાળમાં સસતા દાણાની દુકાનો અને મરકીનાં સંકટ નિવારણ ફંડો પેહલવેહલાં પારસી કોમમાં થયાં, જેની બીજી કોમોએ નકલ કીધી હતી, તે સઘળી રચના મરહુમ મી૰ વાડિયાએ ઉભી કીધી, માથે લીધી અને પાર પાડી આપી હતી. તેવણને સરકાર દરબારમાં, શેહરી કારોબારમાં, તેમજ સંસાર મંડળમાં જે માન આબરૂ મળ્યાં તેમાં પારસી અનજુમનનાં ફંડોના ત્રસ્ટી સાહેબોમાં એક ત્રસ્ટીનો વડો અને મોભાદાર દરજ્જો તેવણને એનાયત થયો હતો, તે અકાબરી અધિકારથી તેવણને આ પરમાર્થી યોજનાઓ પાર પાડવામાં અચ્છો લાગ મળ્યો હતો, જે સર્વમાં તેવણ પારસી કોમના અકાબર ત્રસ્ટી સાહેબોના મુખ્ય સલાહકાર જમના હાથ થઈ પડ્યા હતા.

(રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા૰ ૩૧ મી ડીસેમબર ૧૮૯૯.)

ઇંગ્રેજીમાં કેહવત છે કે "માણસ તકનો બનેલો છે." (Man is made of opportunity.) જીંદગી ગુજરતાં ચોકસ એતેફાકી સંજોગોના એકઠા મળવા ઉપર ફતેહમંદ થવાની ઘણી તક નિકળી આવે છે, અને જે માણસો પોતાની તકને સાચવી લેનારા તથા તક મળતાંજ તેનો લાભ લેનારા હોય છે, તેઓ આ જીંદગીની મંજલમાં ફતેહમંદ હોય છે. મરહુમ મી૰ વાડિયાની ફતેહ એવાજ એતેફાકી સંજોગથી થઇ હતી, તે એમની જીંદગીની આખરીએ તપાસવાનું જાણવાજોગ અને ઉપદેશ લેવા જોગ છે. તેવણની કેળવણીની સઘળી શરૂઆત ઇંગ્લિંડમાં થઈ, સન ૧૮૬૦ માં ૧૧ વર્ષની નાની વયે તેવણ લિવરપુલમાં કેળવણી લેતા થયા એજ તેવણની મોટી તક નહી હતી, પણ તેવણને મુખ્ય કેળવણી ઇજનેરી વિદ્યા વિષે મળી હતી, એ તેવણનો મોટામાં મોટો ફાયદો હતો. ૧૮૬૬ માં ઇંગ્લિંડની પોતાની પેહલી ખેપથી પાછા ફરયા પછી તેવણ તે વખતની રાયલ (આજની દીનશાહ પીટીટ) મિલમાં આસિસ્ટંટ ઇજનેર દાખલ માત્ર ૫૦) રૂપીયાના પગારે નોકરીએ લાગ્યા પછી, ઇંગ્લંડની બીજી ખેપમાં તેવણે મોટાં મોટાં "લોકોમોટિવ" (હાલતાં ચાલતાં) એનજીનો બનાવવાનો હુન્નર હાંસલ કીધો, અને તે સઘળાં વિદ્યાજ્ઞાનથી પુખ્ત મગજે મુંબઇ પાછા ફરયા પછી એક ચુનંદા ઇજનેર દાખલ નામ કાહાડવાની તેવણને તુર્તા તુર્તજ એક તક મળી ગઇ.

તે તક મુંબઈની સર્વથી મોટી "માણેકજી પીટિટ મિલ"નાં બળવાન એનજીનને એક મોટો અકસ્માત થવાની હતી, જે અકસ્માતથી મિલનાં એનજીનમાં એથી ત્રણ લાખ રૂપીયાનું નવું કામ નિકળ્યું. તે અકસ્માતનું કારણ શોધી કાહાડવામાં જ્યારે મુંબઇના મોટા મોટા ઇજનેરોનું મત એક તરફ ત્યારે મી૰ નવરોજજી વાડિયાનું મત બીજી તરફ જુદું પડયું. અને તેબી કેવા ઈજનેરોથી? ગોદીના, રેલવેના, પી. ઓ. કું૰ ના અને એવાજ બીજા બાહોશ અને સરકારી મોટા મોટા ઈજનેરોએ તે અકસ્માતનું જે કારણ દેખાડયું, તેથી જુદુંજ કારણ મરહુમે દેખાડયું અને તેબી એનજીન ચલાવનારા ઇજનેરની ગફલતનું કારણ હતું, ત્યારે અલબતાં ઘણીક ગડબડ અને ગુચવાડાનં ઉભું થવું કુદરતી હતું. પણ તે સર્વ ગુચવાડાનો અંત મી૰ વાડિયાની ફતેહમાં એમ આવ્યો કે મોટા ઇજનેરોનાં કમિશનનો રિપોર્ટ, મી૰ વાડિયાનાં મત સાથે, સર દીનશાહજી પીટિટે ઈંગ્લંડ તપાસવા મોકલ્યો ત્યારે ત્યાંના નામાંકિત ઇજનેરોએ કમિશનનો રિપોર્ટ નાકબુલ કરી મી૰ વાડિયાનાં મતને ખરૂં ઠરાવી આપ્યું.

આ તક મરહુમને એટલી લાભકારી મળી કે તેથી તેવણની જીંદગીની સુરતજ બદલાઇ ગઇ. તેવણ વિલાતથી સિંધ અને પંજાબ રેલવેનાં લોકોમોટિવ ખાતાંનો ઓધો લઇને આવ્યા છતાં, તેવણ તે ઓધા ઉપર જવા પામ્યાજ નહી, પણ સર દીનશાહજીએ પોતાની સઘળી મિલોના અધિકાર ઉપર નેમીને એવણને મુંબઇમાંજ રાખ્યા. એક વાર મુંબઈમાં રહ્યા પછી એક પારસી દાખલ, પારસી શેઠિયા દાખલ, દેશી દાખલ, શેહરી દાખલ, કારપોરેટર દાખલ, અને કાઉન્સીલના મેમબર દાખલ તેવણ પોતાની વિદ્વતાથી, કામેલિયતથી, ખંતથી, કાલજીથી, દેશ-

હિતકારીપણાથી અને જાહેર હિમતથી કેવા ઉપયોગી થઇ પડયા તે આપણ સર્વ જાણીયે છીયે. એ સર્વની અચુક તક માણેકજી પીટિટ મિલમાં પેલા અકસ્માતથી મળી હતી, એ અકસ્માતિક તકે મરહુમની જીંદગીને નવી વલાણ બક્ષી અને ત્યારથી મરહુમ જાહેર જાણમાં તથા મંડળીનાં માનમાં સરકારની પુરતી પિછાણ સાથે આવતા થયા. તેવણ પ્રજા ઉપયોગી સેવાઓથી એટલા તો મશહુર થયા કે સરકારે તેવણને સી. આઇ. ઈ. નો ખેતાબ અને કાઉન્સીલના મેમબરનું પદ આપ્યું તથા મરણની છેલી ઘડી સુધી તેવણ મ્યુનિસિપલ કારપોરેશનમાં બેઠક ધરાવતા હતા. તે બેઠક પણ તેવણને સરકારનીજ બક્ષેલી હતી.

કારપોરેશન ઉપરાંત સરકાર અને મ્યુનિસિપાલિટીની ભેગી "જાઈંટ સ્કુલ્સ કમિટી" માં પણ મરહુમ સરકારના પ્રતિનિધિ હતા, કે જે કમિટિએ એમને પોતાના પ્રમુખ ચુંટી કાહાડીને માન આપ્યું હતું. આ કમિટી હસ્તક મરહુમ આપણાં બાળકોની મુળ કેળવણીનાં કામને સુધારવા તથા વધારવા ઉપર જીગર જાનથી મંડેલા હતા, નિશાળોનાં બાંધકામોને સુધારીને સારાં ધેર પુરાં પાડવાને એટલી દિલસોજીથી પુઠે લાગ્યા હતા, કે ખુદ મુંબઇના ગવરનરને પોતાની સાથે લઇને જુદી જુદી નિશાળો ખાતે ફરી વળ્યા હતા અને મુળ કેળવણીની નિશાળો કેવાં કંગાલ ધરોમાં વસે છે તે નામદાર ગવરનરને નજરો નજર દેખાડીને તેવણે એ નિશાળોની સુધારા અર્થે સરકારની મોટી મદદ મેળવી હતી, કે જે મદદમાં કારપોરેશને ભાગ આપીને નિશાળોનાં સારાં મકાનોને માટે એક મોટું ચાલુ ફંડ ઉભું કીધું છે. મ્યુનિસિપલ કારપોરેશનમાં ગટરો, પાણીનાં બાંધકામો અને એવાંજ બીજાં ઇજનેરી ખાતાંના સવાલોમાં મરહુમની કીમતી સલાહ ગુચવાડાભરેલા સવાલોનો સેહલાઈથી નિકાળ લાવવામાં કામે લાગી હતી. તેમજ સરકારની કાઉન્સીલમાં મરહુમની ચાલુ ખંત અને ઉલટ સરકારની શાબાશી પામી ચુકી હતી.

એક આપબળથી વધેલા નર લેખે મરહુમ મી૦ વાડિયાની પુરતી સાબેતી ઉપલી ટુંક નોંધ પુરી પાડે છે, કે જે દરમ્યાન ૧૮૬૬ માં દીનશાહ પીટિટ મિલમાં માત્ર ૫૦) રૂપીયાના પગાર ઉપર એક આસિસ્ટંટ ઇજનેર દાખલ રેહવા આવેલા જુવાન ઇજનેરને એક લક્ષાપતિ શ્રિમંત અને શેઠિયાના, "પંચાયતના એક મેમબર" ના, ગવરનરના એક કાઉન્સીલરના અને મહારાણીના એક સી. આઇ. ઈ. ના દરજજા સુધી વધેલો આપણ જોઇયે છીયે. આવા એક પુરૂષનું મરણ એક ખરેખરી જાહેર ખોટ છે. પારસી કોમને તો તે એક નહી પુરાય એવી નુકસાની છે. પારસીઓમાંથી ચુનંદા અને સખી પુરૂષો કેવા ઉપરાસાપરી ચાલી ગયા છે, તે જોતાં પારસી કોમનો કોઈ ખરેખરો કમનસીબ વખત આવ્યો હોય એમ લાગે છે. ગયાંજ પખવાડિયાંમાં મુફસિલના એક આગેવાન પારસી અકાબર શેઠ સોહરાબજી માણેકજી દમણવાળાનાં અકાળ મરણનો શોક કરવાની પારસીઓને માથે ફરજ આવી પડી હતી. ત્યારપછી બીજાંજ અઠવાડિયાંમાં શેઠ નવરોજજી નસરવાનજી વાડિયા જેવા નાગીયા શેઠરીને ખોવાનો આપણી કોમને કારી જખમ લાગ્યો છે.

(રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૯૯.)

## "ખુશ બ્હારમાં આ બાગ મેલી ગુમ થયો માલી?"

(મરહુમ શેઠ નવરોજજી નસરવાનજી વાડિયા સી. આઇ. ઇ. વિષે.)

(રાસ્ત ગોફ્તારને માટે ખાશ.)

ગજલ—મુસ્તજાદ.

ખુશ બ્હારમાં આ બાગ મેલી ગુમ થયો માલી! રે! કયાં ગયો ચાલી!
ઝુલી રહી ફળ—ફૂલથી તુજ વૃક્ષની ડહાલી! રે! કયાં ગયો ચાલી!
શું મોત તારૂં, ત્યાંસુધી ખેંચી ગયું તુજને! તું દે કહી મુજને!
ઓ નેક નવરોજી જગા તારી હવે ખાલી! રે! કયાં ગયો ચાલી!
આફ્ત ખરેખર કોમ પર વરસી અરે આજે! શોભા હતી તાજે!
વાડિયાના વંશના વિખ્યાત ઓ વાલી! રે કયાં ગયો ચાલી!
કયાં જનમ! તુજ કયાં મરણ! સરજત હશે એવી! કુદરત ઋઠી કેવી!
ગુલસન ઉમેદે પૂર મૂકી દૈ ગયો તાલી! રે! કયાં ગયો ચાલી!
કોમ કેરો તું અકાબર સત હતો શૂરો, પાયક અને પૂરો!
ઈનસાફ સાચાનો રહ્યો ઝુંડો સદા ઝાલી! રે! કયાં ગયો ચાલી!
દુષ્કાળમાં, તુજ કોમના રંકો થકી દાજી, સંકટ દિધું ભાંજી;
સૂરત હવે જોશું કહાંથી નેક તે વ્હાલી! રે? કયાં ગયો ચાલી!
શું ખેશ કે શું દેશમાં મ્હાતમ પડી મોટી! માયા બની ખોટી!
જરબાઇની કુલ જીંદગીને એમ તું બાલી! રે! કયાં ગયો ચાલી!
ન્હેસ્ત નવ્વાણું ગણો ઇંગ્લંડનાં વાસે, ડીસેમબર માસે;
દસ પાંચ પર તું ચાર તારિખ મેલિ લે ભાલી! રે! કયાં ગયો ચાલી!
રડશે રદન તું જેટલું ફોકટ હવે દાદી! લઇ સ્વર્ગમાં ગાદી—
સૂતો હવે જઈ શાન્ત થઇ, મસ પ્રેમથી પાલી! રે! કયાં ગયો ચાલી!

દા૦ એ. તારાપોરવાળા.

(કયસરે હીન્દ, તારીખ ૨૪ મી ડીસેમબર, ૧૮૯૯.)

## મી૦ નવરોજજી નશરવાનજી વહાડીયાનું મરણ—પારસીઓને ગયલી એક ખોટ.

## SAD DEATH OF MR. N. N. WADIA—A LOSS TO THE PARSEES.

પારસીઓ પોતાનું હીત સાચવતા નથી અને સખાવત ઘરથી શરૂ થવી જોઇયે તે નીયમ મુજબ વર્તતા નથી એવા આજ કાલ રજુ થતા ઘણેક દરજજે સાચા પોકારના જમાનામાં પારસીઓના એક ખેરખાહ અને હમકોમનું ભલું કરવાને આરજુમંદ જણાયલા એક ભલા પારસી બચાનાં કવખતનાં મરણની ખબરે નાશીપાસ થયલાં પારસી જીગરને વધુ નાશીપાસ બનાવ્યું છે. શેઠ નવરોજજી નસરવાનજી વાડીયા, સી. આઇ. ઇ. નું મરણ પારસીઓ માટે એક ખુલ્લી ખોટ સમાન છે એ અમારાં મત સાથ જેઓ એ શેઠયાના સંબંધમાં આવ્યા હતા તેઓ મળતા થયા વિના રહેશે નહીં. મી૦ વાડીયાના જાહેર બાબદો વીશેના કેટલાક વીચારો

સાથ જો કે અમો એક મળતા થઈ શકતા ન હતા તોય આટલું તો કબુલ કરવુંજ જોઈયે કે તેઓ પોતાની કોમનું હીત સદા હૈડે ધરી પારસીઓનું કોઈબી રીતે ભલું થયલું જોવાને સદા આતુર જણાતા હતા, અને અમો તેમનાં મરણનો વીલાપ જેટલો એક આગેવાન શેહેરી તરીકે કર્યે તે કરતાં પારસીઓના એક ખેરખાહ તરીકે તેમનાં મરણ માટે અમને વધુ ખેદ જાહેર કરવા પડે છે. તેઓ તે વર્ગના પારસી હતા કે જેઓ હવે સમજવા લાગ્યા છે કે પોતાની કોમના સુધારા વધારાનું ઘણું કરવાનું છે, જેથી શક્તીવાળા અને બાહોશ પારસી શેઠોએ પારસી-ઓની એક કોમ તરીકેની આજની હાલત ઉપર પેહેલું ધ્યાન દોડાવવું જોઇયે છે. આમ બોલી અમો કાંઈ એખલપેતાઈની સાંકડી હદમાં સંકોચાઈ જવા માંગતા નથી; સામાન્ય દેશ લાભના સવાલોમાં પારસીઓએ ઝીપલાવવું નહીં એમ જણાવવા માંગતા નથી. ના, એ બાબેના અમારા વિચારો એટલા જાણીતા છે કે કોઈ અમારા આજના કહેવાનો ખોટો અર્થ ઉઠાડવાની હીમત કરશે નહીં. પરંતુ અમોએ થોડુંક થયું સમજુ પારસી આલમ હજુર પારસીઓની એક કોમ તરીકેની રફતે રફતે થતી પડતીનો જે સાચો ચીતાર રજુ કરવાની તજવીજ કરી છે, તે ઉપરથી ચતુર પારસીઓએ ચેતી લીધું હશે કે આપણા પારસી આગેવાનો, પારસી લખેશરીઓ, અને પારસી કુલે શેઠયાઓએ પોતાની કોમ તરફ પેહેલી નજર દોડાવવાનો વખત બહુ પાકો થયો છે. મરનાર શેઠ નવરોજજી વાહડીયાએ એ બાબદ સમજી લઈ પોતાની શક્તી મુજબ પોતાની કોમના સુધારા વધારા તરફ પોતાનું ચીત રોકવાની વળણ પકડેલી જણાતી હતી અને જોકે આપણે કબુલીશું કે તેઓએ પારસીઓનાં ભલાંનું કોઇ એવું માહાભારત કામ કર્યું હતું નહીં કે જેથી તેઓ એક સર જમશેદજી યા એક સોરાબજી બંગાળીના તરફની પારસી પ્રીતીને લાયકના ગણાય. તોય તેઓએ જે શરૂઆત કરવા માંડી હતી તે ઉપરથી અમો પારસીઓ માટે એ શેઠમાં એક કીમતી મદદગારની વકી રાખતા હતા, જે વકી તેમનાં કવખતનાં મોતને લીધે પારસી નીરાશીમાં કમનસીબે ફેરવાઇ ગઈ છે. પારસી પંચાયતના ત્રસ્ટી તરીકેની ટુંક મુદતની કારકીર્દી દરમ્યાન પારસી ધર્મખાતાંઓની હાલત સુધારવા પાછલ તેઓ તનોમનથી લાગેલા જણાતા હતા. પારસી ગરીબીનો શીહા ચીતાર તેમની નજર સનમુખ હોવાંથી બીજા કેટલાક પારસી લખોપતીઓની બેકદર બેપરવાઇથી દુર રહી તેઓ જાતી મેહેનત અને વળી જાતી પૈસાથી પારસી ગરીબોને સહાય થતા હતા. ગરીબ પારસીઓને ધંધાધાપાની સગવડ કરી આપવા પાછળ, તેમની દુઃખી હાલત સુધારવાના ઇલાજો યોજવા ખાતર તેઓ છેલ્લાં છેલ્લાં બહુ કાળજી રાખતા જણાતા હતા. જો તેમની જીંદગીએ યારી આપી હતે તો પારસીઓ તેમ-નામાં એક વખતસરનો મદદગાર અને દીલસોઝ મિત્ર મેળવતે એમાં શક નથી. કમનસીબે જાલમ જમે તેમને પારસીઓથી દુર કીધા છે અને તે પણ એવે વખતે કે જ્યારે આપણી કોમને એવા ખેરખાહોની ખરી ખુટ છે. શેઠ નવરોજજી વાહડીયા વેપાર ધંધાની કુનેહ ધરાવવા ઉપ-રાંત પૈસે ટકે સુખી હતા; જેથી પારસી જવાનોને ધંધે રોજગારે લગાડવાની તેમજ તેમને વ્હેવાર ઉપયોગી તાલીમ આપવાની જેમ તેઓ તજવીજ કરતા હતા, તેમ નાચાર પારસીઓને છુપી મદદ કરવા માટે પણ તેઓ તૈયાર જણાતા હતા. મોઘવારીના વખતમાં ગરીબ પારસી-ઓને સસ્તા અનાજની સગવડ કરી આપનાર એજ શેઠ નવરોજજી વાહડીયા હતા. તેમની એ મેહેનતનાં પરીણામમાં સેંકડો ગરીબ પારસી કુટુંબોને પુરતા ખોરાકના જે વાખા પડતે તે દુર થયા હતા અને તેમને હજારો હજાર આશીષ દઇ એ ગરીબ પારસીઓ તેમની એ સગવડનો પુરતો લાભ લેતા હતા. પારસીઓને મદદ કરવાની તેમની ઉલટ જોકે જગ જાહેર ન હતી, તોય તે તેમના પીછાણનારાઓથી છુપી ન હતી. થોડાજ પારસીઓને ખબર હશે કે એ મરનાર શેઠના પૈસાથી દર માસે પાંચ નાચાર પારસી બાઇઓને આપણાં સુવાવડખાનાનો મુફત લાભ

મળતો હતો. થોડાજ પારસીઓને ખબર હશે કે સંખ્યાબંધ પારસી જવાનો તેમની દોલતથી ધંધે ધાપે લાગી આબરૂ દરકારથી પોતાનું ગુજરાન ચલાવતા થયા હતા. થોડાજ પારસીઓ જાણતા હશે કે મરકીના બુરા વખતમાં તપોતપ ચાલી જતા પારસીઓને બચાવવાનાં દયાળુ ધર્મી કામમાં પેલા સદા યાદગાર રહી જનારા કેખુશરો બાહાદુરજીને ઉળટ અને મદદ આપનાર પારસી એ મરનાર શેઠ નવરોજજી હતા. પણ જે થોડું તેઓએ કર્યું હતું તે કરતાં જે દીલ તેઓ પારસીઓ તરફ રાખતા હતા, જે નવી ઉળટ પારસીઓનું ભલું કરવાની તેમનામાં છેલ્લાં છેલ્લાં પેદા થયલી જણાતી હતી તેનું પુરતું ફળ ચાખવાને પારસીઓ ખરેખર કમનસીબ રહ્યા છે. પોતાની કોમ તરફની તેમની ભલી લાગણીનો વધુ ખ્યાલ તેમના ઉઠમણામાં જાહેર થયલી સખાવત ઉપરથી આપણને આવી શકે છે. શેઠ નવરોજજી વાહડીયાએ જેટલું કરી દેખાડયું તે કરતાં જેટલું કરી દેખાડતે તેથી તેઓ પારસીઓના વધુ માનીતા થતે એમાં શક નથી. પણ પારસીઓનો તે ચાહ મેળવવાને તેઓ જેમ જીવી શકયા નહીં, તેમ તેઓની ભલાઇનો પુરતો લાભ લેવાને પારસીઓનું નસીબ દોઢી શકયું નથી; જેથી એક કીમતી અને ઉપયોગી જીંદગીનો કવખતે અંત આવ્યો.

---

(ગુજરાતી, તારીખ ૨૪ મી ડીસેમ્બર સને ૧૮૯૯.)

## મી૦ એન. એન. વાહડીયાનું મરણ.

જણાવવાને દિલગીર છીયે કે મુંબઇના ઉદયોગની વૃદ્ધિ માટે હંમેશા પુષ્કળ શ્રમ લેનાર મી૦ એન. એન. વાહડીયા ઇંગ્લંડમાં મરણ પામ્યા છે. મી૦ વાડીયા પીટીટની સઘળી મીલોના મેનેજર હતા, ને મીલ ઉદયોગમાં ઘણી સારી રીતે જાણીતા હતા, તેથી મીલોના માણસોની સારી સ્થિતિ માટે બહુ કાળજી રાખનારા હોવાથી, મીલવાળાઓને તેમની મોટી ખોટ પડશે. તેઓ અત્રેની ટેકનીકલ ઇન્સ્ટીટયુટમાં, ઉદયોગ હુન્નરની કેળવણીનો દેશીઓમાં પ્રચાર થાય, તે માટે તનમનથી કાળજી રાખનારા હતા ને એ ઇન્સ્ટીટયુટ જે સારા પાયાપર આવી છે તે મોટે ભાગે તેઓનીજ ખંતનુ પરીણામ છે; તેમજ હજી પણ એ ઇન્સ્ટીટયુટને સારી સ્થિતિમાં આણવાની જે જરૂર છે તે માટે એઓ પોતાથી બનતું કરવામાં જરા પણ પાછળ પડયા નહોતા. મી૦ વાહડીયા જો વિશેષ જીવ્યા હોત તો એ ઇન્સ્ટીટયુટને વધારે સારી સ્થિતિમાં આણી, હુન્નરકળાની કેળવણીને આ દેશમાં વધારે ફેલાવવાની જે જરૂર છે તેમાં થોડો ઘણો પણ વધારો કરત. એમનાં કવખતનાં મરણથી હુન્નરકળાની કેળવણીને જે ધોકો પહોચ્યો છે તે બેશક ઘણો મોટો છે એમાં કંઇ સંદેહ નથી. તેમજ આપણી જોઇંટ સ્કુલ કમીટીના ચેરમેન તરીકે પણ એઓએ કેટલાક વરસ સુધી કામ કીધું હતું, ને કેળવણીમાં ઉત્સાહીપણું બતાવ્યું છે—જો કે પ્રાઇમરી સ્કૂલોના સુધારા માટે, ઘણા કામને લીધે એઓ વધારે લક્ષ આપી શકયા નહોતા. રાજકીય જીંદગીમાં મી૦ વાહડીયા કેવળજ પાછળ હતા, અને દેશની અતિ કિંમતી સેવા કરનાર કોન્ગ્રેસમાં ન જોડાઇ તેનાથી અળગા રેહેવામાં પોતાની નબળાઇ બતાવી આપી હતી. વળી વૈસરાયની ધારાસભામાં, મુંબઇ તરફના પ્રતિનીધી તરીકે બીરાજવા માટે, આનરેબલ મી૦ પીરોજશાહ મહેતા સામા ઉમેદવારી કરવામાં એઓએ પ્રજાવર્ગને નારાજ કરતા [illegible] મોટું સહાસજ કીધું હતું; ને તે એમના મિત્રોની ખોટી સલાહનું પરીણામ હતું. હુન્નરકળાની કેળવણી માટે તથા મીલના માણસોની હાલત સુધારવા માટે એમને જે જાહેર સેવા બજાવી હતી તેથી પ્રસન્ન થઇ સરકારે એઓને સી. આઈ. ઈ. નો ચાંદ આપ્યો હતો, ને તેઓ કે. સી. આઇ. ઈ. થવાની પણ વકી હતી. મી૦ વાહડીયા જાતે ઘણા મીલનસાર તથા ગરીબોની સ્થિતિ સુધારવામાં કાલજીવાળા હતા, તેમ પારસી કોમના તેઓ એક આગેવાન ગણાતા હતા. તેઓનાં મરણથી મુંબઈના ઉદયોગ હુન્નરને તેમજ પારસી કોમને બેશક એક ખોટ ગઇ છે. મરણ સમયે એમનું વય આશરે ૫૧ વરસનું હતું.

(ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ, તારીખ ૨૪ મી ડીસેમ્બર સને ૧૮૯૯.)

## શેઠ નવરોજજી નશરવાનજી વહાડીઆ સી૦ આઈ૦ ઈ૦ નું દલગીરી ભરેલું મરણ.

મુંબઇના જાંણીતા પારસી આગેવાન ગ્રહસ્થ અને સર દીનશાહ પીટીટની એજન્સીવાળી મીલોના જાણીતા અને કાબેલ મેનેજર તથા નામીચા મીકેનીકલ એનજીનીયર શેઠ નવરોજજી નશરવાનજી વહાડીયા સી૦ આઇ૦ ઇ૦ કે જેઓ પોતાની તબીયતના સુધારા અર્થે ૧૩ માસ ઉપર ઇંગ્લંડના બોર્નમાઉથ ખાતે પોતાના બાનુ તથા ત્રીજા બેટા મી૦ રૂસ્તમજી સાથે જઇ રહ્યા હતા, તેઓ ત્યાં ગઇ તા૦ ૧૯ મીએ મરણ પામવાના ઘણા દીલગીરી ભરેલા સમાચાર મુંબઇ ખાતે ફરી વળતાં પારસી તેમજ બીજી સઘળી કોમોમાં ઘણી દીલગીરી ફેલાઇ છે. મરનારની વય માત્ર ૫૦ વર્ષની હતી.

મરનાર સને ૧૮૬૧ માં ૧૧ વર્ષની વયે ઇંગ્લંડ ખાતે અભ્યાસ કરવા ઉપડી ગયા હતા તેઓએ પાંચ વરસ સુધી કેળવણી લઇ મુંબઈ પાછા ફરી ઇજનેરી જ્ઞાનથી રૂની મીલોના ઉદયોગમાં રોકાયા હતા. મરનારે કાગળ બનાવવાની એક મીલ ઉભી કરતાં તેમાં ફતેહમંદ નીવડયા નહોતા અને પાછા ઇંગ્લંડ વધુ અભ્યાસ માટે ગયા હતા. એ પછી મરનારની સીંધ પંજાબ રેલ્વે ઉપર નીમણુંક થઈ હતી પણ પાછળથી માણેકજી પીટીટ મીલના મેનેજર તરીકે નીમાયા હતા. એ પછી મરનારે નેશનલ, નડીઆદ, પ્રેસીડન્સી વીગેરે ઘણીક મીલો પોતાની દેખરેખ હેઠળ ઉભી કીધી હતી. મરનારે માણેકજી પીટીટ મીલમાં એક મોટું એનજીન પોતે નકશો તૈયાર કરી ખાશ બનાવટનું મંગાવ્યું હતું જે વખતે તે એનજીન નિષ્ફળ નીવડશે એવું ઈજનેરી ધંધાવાળા જણાવતા હતા પણ પાછળથી તે એ મીલમાં સારૂ સાધન થઈ પડયું છે. મી૦ વહાડીયાએ મોજાં, ટુવાલ અને બીજી ચીજો તથા કાપડ રંગવાનું કામ મીલોમાં પહેલું દાખલ કરી ફતેહ મેળવી હતી.

મરનાર ઊદયોગ હુન્નરની કેળવણી આપવામાં અને અંગબળની કસરતના કામમાં પણ ઉમંગથી ભાગ લેનાર હતા. મરનાર મ્યુનીસીપલ કારપોરેશનના એક સભાસદ તરીકેનું કેટલાં વરસો સુધી માન ધરાવતા હતા. મરનારે મહુંગા ખાતેનું રગતપીત્તાં માટેનું આશ્રમ, પારસી સુવાવડખાનુ, પારસીઓ માટેના સસ્તાં ભાડાના મકાનો અને એવા ઘણા ખાતાઓ સ્થાપવામાં મદદ કરી હતી. મીલ ઓનર્સ અસોસીએશનના તેઓ ઉપ-પ્રમુખ હતા.

વળી પારસી પંચાયત ફંડના ટ્રસ્ટીઓના મંડળમાં એક સભાસદ તરીકેનું માન મરનાર ભોગવતા હતા.

મરનાર ખંડાળાના ગરીબોને મફત દવાનો લાભ મળે તે માટે ત્યાંના દવાખાનાનો નીભાવ કરવા દર વર્ષે પોતાની ગીરેથી રૂા૦ ૬૦૦ ની રકમ આપતા હતા. અને ઘણા ગરીબોને તેઓ તરફથી છુપી રીતે નાણાની મદદ મળતી હતી.

મરનાર મી૦ નવરોજજી વહાડીઆ વિકટોરીયા ટેકનીકલ ઇનસટીટયુટના એક ખંતી અને ઉમંગી સેક્રેટરી હતા અને તેઓએ એ ખાતાને ઘણું વધાર્યું છે તથા વધારવાનું માન મેળવ્યું છે.

મરનારને નામદાર સરકારે સને ૧૮૮૯ માં સુલેહના અમલદાર તરીકે નીમ્યા હતા. અને સને ૧૮૮૯ માં નામદાર મહારાણીજીની વર્ષગાંઠની ખુશાલીમાં સી૦ આઇ૦ ઇ૦ નો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. મરનાર જુદા જુદા ખાતાના સેક્રેટરીનો ઓધ્ધો ભોગવતા હતા. મરનારને લંડન ખાતે મળેલી આરોગ્યતા શાસ્ત્રની કાનગ્રેસમાં મુંબઇના ડેલીગેટ તરીકે હાજર થવાનું માન મળ્યું હતું. પારસી સુવાવડખાનાને મદદ તરીકે રૂા ૧૫૦૦૦ ની નાદર

રકમ એવોએ ભેટ કરી હતી. અને પોતે મોટી રકમ ખરચ કરી જરથોસ્તીઓના મરણ વખતના અરસપરસના લાભનાં ફંડના પ્રમુખ હતા, અને તે સંબંધને લીધે એઓએ વેલાયતના નામીચા એકચ્યુઅરીઓના મત લાવી એ ફંડને નવા પાયા ઉપર મુકયું હતું.

મરનાર પોતાની પાછળ એક વિધવા અને ત્રણ બેટાઓ મુકી ગયા છે.

મરનારના માનમાં તેઓને હસ્તકની મીલો તેમજ માણેકજી પીટીટ, દીનશા પીટીટ, અને બમનજી પીટીટની મીલો તથા પારશી બેનીવાલંટ ઇન્સટીટયુટ વગેરે ખાતાં બંધ રહયાં હતાં તેમજ પોર્ટટ્રસ્ટને લગતા સઘળા વાવટાઓ અરધી કાઠીએ ઉતારવામાં આવ્યા હતા.

મરનારના બેટાઓ મેસર્સ ખરશેદજી તથા નશરવાનજીને દીલાસો આપવાને તેઓના ખંબાલા હીલ ઉપરના બંગલામાં આ માઠી ખબર સાંભળી ઘણાક યુરોપીઅન તેમજ દેશી જાણીતા ગ્રહસ્થો ગયા હતા.

મરનારના પાછલા પહોરના ઉઠમણાની ક્રીયા ગઇ તા૦ ૨૧ મીએ કરવામાં આવી હતી જે વેળા જરથોસ્તી કોમની મોટી મીજલસ ભેગી મળી હતી.

ઉઠમણાની ક્રીયા પુરી થતાં દસ્તુર દારાબ પેશોતન સંજાણાએ જાહેર ભણતરોમાં દેવાતાં મહાન નરોની ટીપમાં મરનારનું નામ દાખલ કરવાની સુચના કરતાં મરનારના ભલા ગુણો તથા તેમની સખાવત વીશે કેટલુંક વીવેચન કરયું હતું. એ પછી મરનારનું નામ ભણતરની ક્રીયામાં લેવા ઠરાવ્યું હતું.

## મરનારના પુન માટે થયલી ભારે સખાવત.

એ પછી મોબેદ બેજનજી રૂસતમજીએ મરનારનાં પુણસવાબને વાસ્તે તેમના બેશીઓએ કરેલી સખવતનો પત્ર વાંચી સંભળાવતાં જણાવ્યું કે મરનારની પુંજીમાંથી તેમના વસીયતનામામાં જણાવ્યા પ્રમાણે પારસી કોમના લાભ તથા ફાયદા માટે એક ધરમખાતુ સ્થાપવાને રૂ. ૩૫૧૦૦૦, મરનારની વિધવા બાઈ તથા તેમના ત્રણ દીકરાઓએ મળી રૂ. ૨૫૦૦૦, સર દીનશાજી માણેકજી પીટીટે પોતાના એ મીત્ર પાછળ રકમ અનામત રાખી તેનું વ્યાજ વાપરવા માટે રૂ. ૫૦૦૦ અને બીજા બેશીઓએ મળી કુલ્લે રૂ. ૩૮૬૦૦૦ ની ભારે રકમ હવે પછી ઠરાવવામાં આવે તે ખાતાઓને માટે સખાવત માટે આપવા ઠરાવ્યું હતું.

વીકટોરીયા જ્યુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટના કરોબારીઓની એક સભા મી૦ હયુઝના પ્રમુખપણા હેઠળ ગયા બુધવારે મળી હતી જે વેળા મરનારે એ ખાતાની અમુલ્ય સેવા બજાવી હતી તે વીશે વીવેચન કર્યા પછી ટરટીઓની એ બોરડે ઘણી દીલગીરીની લાગણી જાહેર કરી મરનારના કુટુંબ તરફ દીલસોજી બતાવે છે એવો ઠરાવ પસાર કીધો હતો.

---

(નવસારી પ્રકાશ, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૯૯.)

મી૦ નવરોજજી નશરવાનજી વહાડયા સી૦ આઇ૦ ઇ૦ નું દુખદાયક મરણ—પારસી કોમની હાલની તંગ હાલતના વખતમાં તેને મોટી ખોટમાં મેલે એવો તેનો જે એક સ્થંભ દમણવાલા મરહુમ શેઠ સોરાબજી માણેકજીનાં મરણમાં ભાગી પડયો છે, તેની અમે લીધેલી ગમખાર નોધની સાહી હજુ તો સુકાઇ નથી. તેટલાં એજ કોમનો એક બીજો સ્થંભ, જમ રાજના અણચીતા ગોલાથી પડી ભાગો છે. મુંબઈવાલા એક જાણીતા પારસી શેઠયા તથા અકાબર, શેઠ નવરોજજી નશરવાનજી વહાડયા સી. આઈ. ઇ., જેઓ પોતાની લથડેલી દેહના સુધારા અરથે વરસ એકની વાત ઉપર ઇંગલંડ સિધારયા હતા, તેઓ ત્યાં તબીઅત સુધારી પાછા ફરવાને બદલે, પોતાની જીંદગી ખોહી બેસવાના, અતી દુઃખદાયક સમાચાર ફરી વલ્યા છે. એવા એક ઉધ-

રતા અને ભવિષ્ય માટે ઘણી ઝલકતી આશા આપનારા નામિચા ગ્રહસ્થનું માત્ર પચાસ વરસની કાચી વયે નિપજેલું મરણ, તેમનાં કુટુંબ માટે આપ્ત તથા પારસી કોમ માટે એક મોટી ખોટ સમાન છે, જે માટે અમારી નાકેસ કલમ ગમનાં આંસુ ટપકાવે છે. મરહુમ શેઠ નવરોજી જો કે એક મોટાં તથા માતબર ખાનદાનના નબિરા હતા, તોપણ તેઓ પોતે જાતી ચાલાકી તથા જાતી ઉદયોગથી આગળ વધી "જાતે બનેલા માણસ (Self made man) હતા. જાહેર કામોમાં ભાગ લેતા રહી તેઓ એક જાહેર પુરૂષ બનેલા હતા; અને તેમની તે જાહેર કારકીર્દી વિષે સામાન્ય પ્રજા મત જો કે તેમના લાભમાં ઉતરયુ નથી, તોપણ પોતાના પારસી ટોલા પ્રત્યેની તેમની દિલસોજી તથા સેવા તો ખરેજ સ્તુતી પાત્ર, બલકે માન તથા અહેસાનને લાયક છે. તેના જાહેર તેમજ ખાનગી સંખ્યાબંદ દાખલાઓમાં સર્વથી ઝલકતો તથા તાજો દાખલો, મુંબઈનું પારસી સંકટ નિવારણ ફંડ છે, કે જે ફંડ જો કે પારસી પંચાયત તરફથી સ્થપાયલું તથા પારસી સખાવતના સામાન્ય ઝરાથી વધેલું છે, તોપણ તેની યોજના કરનાર, તથા તેને સલામત મારગે તેરવી મકસદને કિનારે પહોંચાડનાર ખરા તથા કલાબાજ સુકાની તો આ એક મી૰ નવરોજજી વહાડયા હતા. જાહેર જીંદગીમાં તેઓ મુબઇની ધારા સભાના આનરેબલ મેમ્બર થઇને તથા સરકાર તરફથી સી. આઇ. ઈ. નો ખેતાબ પામીને મોટાઇની બહુ ઉંચી ટોંચે પહોંચ્યા હતા, તથા પોતાના ટોલામાં પારસી પંચાયત ફંડના ત્રસ્ટી નેમાઇને તેના એક અકાબર થવાને શકતીવાન થયા હતા. ખચીત, તેઓ જો વધુ ઉમર જીવવા પામત તો ઓથીએ આગલ વધી, પોતાના ટોલાની ઘણી મોટી સેવા બજાવત, પણ નિરદય જમે તેમની તથા આપણી તે આશા એક સપાટામાં ભંગ કરી નાખી છે.

(કોહિનૂર, ડીસેમ્બર ૧૮૯૯.)

## મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીયા, સી. આઇ. ઇ.

મુંબઇના ઘણા દેશીઓ, તેમાં અકસર કરીને એકેએક પારસી, શેઠ નવરોજજી નસરવાનજી વાડીયા, સી. આઇ. ઇ. નું દુઃખદાયક મરણ વેલાત ખાતે નીપજેલું સાંભળી દુઃખી થયા હશે. એવા ઉંચ કુળના, લાયકીવાળા તથા ભલા અને ઉદાર ખવાસના હુન્નરમંદ નબીરાની એક સુંદર સબી આ સાથે વાંચનાર સનમુખ રજુ કરવાની હમે રજા લઇયે છે.

લવજી વાડીયાના નામીચાં અને જાણીતાં પુરાણા ખાનદાનના સાતમી પહેડીના મરહુમ શેઠ નવરોજજીનો જન્મ મુંબઈમાં તા૰ ૩૦ મી આગસ્ટ ૧૮૪૯ ને દીને થયો હતો. મરહુમ લવજી વાડીયાએ વાહાણુ વગેરે બાંધવામાં કેવી જગજાહેર પ્રતીષ્ટા મેલવી હતી, તે આજે દોઢ સદી થઇ તોપણ કોઇને અજાણું નથી. લવજી વાડીયાના ઇ૰ સ૰ ૧૭૭૪ માં મરણ પામ્યા બાદ તેવણના વડા બેટા માસ્તર બીલડર થયા; જેવણ પછી તેવણના ચોઠા બેટા રૂસ્તમજી ૧૭૯૨ માં એજ ઓધ્યા ઉપર નેમાયા હતા. રૂસ્તમજીના બેટા ખરશેદજી વાડીયા પણ ઈ૰ સ૰ ૧૮૧૨ માં સરકારી ગોદીમાં વડા માસ્તર બીલડરનો માનવંતો ઓધ્ધો ભોગવી કીર્તી અને જશ સાથ ૧૮૬૩ માં આ દુન્યાથી ઉઠાવગીરી કરી ગયા હતા. એવણના બેટા અરદેશર પણ ઇજનેરી વીદ્યામાં મોટા પુરવીણ હતા. જેવણે લાંબી મુદત સુધી અત્રેની ગોદીમાં ચીફ ઇજનેરનો માનવંતો ઓધ્ધો ભોગવ્યો હતો. એ શેઠ અરદેશર ખરશેદજી વાડીયા પણ ઈ૰ સ૰ ૧૮૭૭ માં વેલાતમાં મરણ પામ્યા હતા. તેવણનાં બે બેટાઓ રૂસતમજી અને નસરવાનજીનામાં પણ ઇજનેરી કલાનું સારૂ ગ્નાન હતુ. ઈ૰ સ૰ ૧૮૯૧ માં નસરવાનજી વાડીયા પોતાની પાછલ બે સમતા દીકરાઓ નવરોજજી અને શેરાબજીને મેલી મરણ પામ્યા હતા.

એ રીતે સાત પહેડીએ ઉતરી ઉમદા હુન્નરમાં આપણા શેઠ નવરોજજી વાડીયા બાપદાદેથીજ ઇજનેર હતા. એવણે ૧૧ વરસની કાચી વયે લીવરપુલની એક સ્કુલમાં તાલીમ લેઈ એઓશીયટ ઓફ આરટસની પરીક્ષા પસાર કરી હતી. ચાર પાંચ વરશ રહી મુંબઈની સર દીનશાહજી પીટીટની રોયલ મીલમાં આસીસટંટ ઈજનેર તરીકે નોકરી રહ્યા હતા. એ લાઇનમાં અનુભવ મેલવતાંજ તેવણે મુંબઇમાં પહેલ વહેલું કાગળ બનાવવાનુ કારખાનું ઉઘાડયું. પણ તેમાં ફતેહ ન મેલવવાથી ઇંગ્લાંડમાં તેનો ખાશ અભ્યાશ કરવાને માટે ઉપડી ગયા. એ નવા હુન્નરમાં રંજ સાથે ગંજ પણ મોટી જોઇએ એવી તેવણુની ખાતરી થવાથી એ સાહસ ઉપરથી તેવણે તુરત વેલા હાથ ઉઠાવી પંજાબ રેલવેના લોકોમોટીવ ખાતાંમાં એક સારા ઓહ્દા ઉપર નેમાઇ મુંબઇ પાછા ફર્યા. એટલા અરસામાં તેવણે A. M. I. C. E. (એઓશીએટ મેમ્બર ઓફ ધી ઇનશટીટયુટ ઓફ સીવીલ એનજીનીયરસ) તેમજ M. I. M. E. (મેમ્બર ઓફ ધી ઈનસટીટયુટ ઓફ મીકેનીકલ એનજીનીયરસની) માનભરી પદવી મેળવી હતી.

મુંબઇ પાછા ફરવા પછી ઈ૦ સ૦ ૧૮૭૩ માં માણેકજી પીટીટ મીલ્સમાં એક મોટી હોનારત થઇ, જેથી મીલને ત્રણ લાખનું નુકશાન થયું. આ હોનારતના કારણ જાણવાને સર દીનશાહજીએ મુંબઇના ચુનંદા અંગ્રેજ ઇજનેરની એક કમીટી નેમી, પણ તેના રીપોર્ટથી તેવણને કાંઈપણ સંતોષ ન ઉપજવાથી આ નવા આવેલા જુવાન પારસી ઈજનેર મી૦ નવરોજજીને જુદો રીપોર્ટ કરવાનું કામ સોંપ્યું. આ તેવણની જીંદગીમાં પહેલો જાહેર સફો હતો. મી૦ નવરોજજીનો રીપોર્ટ સંતોષકારક માલમ પડયાથી પાછલથી તેવણનેજ એ મીલના મેનેજરનો ઓહ્દો બખશવવામાં આવ્યો હતો, જ્યાં તેઓ બહુજ ફાવી નીકલ્યા. મરહુમ મી૦ નવરોજજી વાડીયાએ ત્યાર બાદ પોતાની એ મીલ માટે દુન્યામા નહી બનાવેલાં એવાં એક ગંજાવર એનજીનનો પ્લાન ઉભો કરી તે વેલાતથી બનાવી મંગાવ્યું. એ "સફેદ હાથી" કેમ ચાલે છે તે જોવાને, ખરૂં કહીએતો મરહુમ શેઠનો રકાશ જોવાને, વેલાતવેરથી ખાસ ઈજનેરો અતરે આવ્યા હતા, જેઓ સઘલાઓને નામોશીમાં નાંખી એ "સફેદ હાથી" તેઓએ ચાલુ કરી બતલાવી ઇજનેરી દુન્યામાં તેવણે પોતાનું નામ મશહુર કરી મેલ્યું. તેવણે પાછલથી કાપડ, સુતર વગેરે રંગવાના તેમજ હોઝરશ બનાવવાનાં જુદાં જુદાં ખાતાં ઉભાં કર્યાં હતા. એ ઉપરાંત સાંચા, એનજીન, બાઇલર વગેરે અંતરે મંગાવી વેચવાની એક મોટી પહેડી પોતાના છોકરાઓના નામ સાથે અતરે ઉઘાડી મોટા પાયા ઉપર ધંધો ચલાવતા હતા. માત્ર છેલાં થોડાંજ વરસ અગાઉ તેવણે પોતાને ખરચે "ટેક્ષતાઇલ" અને "સેનચરી" નામની બે મીલ ઉભી કરી હતી.

ઉદયોગ હુનરમાં આટલો બધો લાભ લેવા છતાં તેવણ પ્રજાને પણ લાભ આપવાને જાહેર બાબદોમાં છેલ્લાં વીશ વરશ થયાં ભાગ લેતા હતા. ૧૮૮૬ માં જે. પી. થઇ, બીજેજ વરસથી વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇન્સટીટયુટમા એક આનરરી સેકરેટરી તરીકે નેમાયા હતા. જે ઈન્સટીટયુટને એક નમુનેદાર બનાવવાને પોતાનાં અંતની છેલ્લી ઘડી સુધી સખ્ત મહેનત કરતા હતા. આ તેવણની સખત મહેનતના બદલામાં ૧૮૮૯ માં નામદાર માહારાણીજીની સાલગરેહની ખુશાલીમાં તેવણને C. I. E. (સી. આઇ. ઈ. યાને કમપેનીયન ઓફ ધી ઇંડયન એમપાયરનો) નો ખેતાબ મલ્યો હતો. એજ સબકતા સાલથી તેવણ નામદાર ગવરનરની રાજ સભામાં એક મેમબર નેમાયા હતા, જે માન તેવણે ચચાર વેલા મેળવ્યું હતું.

મરહુમ શેઠ વાડીયાનુ એક બીજું સાહસ નારેલના સ્ટેસનથી માથેરાન સુધી દોરડાંની એક રેલવે બાંધવાની યોજના હતી, પણ ચોક્કસ વાંધાઓને લીધે સરકારે તે હક તેવણને બખશયો નહીં. એટલા અરસામાં તેવણ છુપી સખાવત ઉપરાંત જુદી જુદી મોટી મોટી રકમો પારસી ધર્મ ખાતાંમાં આપતા રહ્યા હતા. ૧૮૯૫ માં તેવણ સરકાર તરફથી મ્યુનીસીપાલ કોરપોરેશનમાં બીરાજતા હતા.

પારસીઓ પ્રત્યેની તેવણની સેવા અત્યાર અગાઉ ચાલુ થઇ હતી, જેટલાંમાં પારસી પંચાયતના એક ટ્રસટી તરીકે નેમાવાથી તેવણની કોમને મોટો સંતોષ ઉપજ્યો હતો. એ ફંડમાં તેવણે મોટી બાદશાહી રકમો ધર્મ ખાતે આપવી ચાલુ કરી હતી. ૧૮૯૬ માં પડેલા દુકાલ અને સંકટ વખતે તેવણ આખા મુંબઇ ઈલાકાને તેમજ પોતાના હમજાતીને ઘણાજ ઉપયોગી થઇ પડયા હતા. તેવણે અતરે ગરીબ જરથોસ્તીઓને સસ્તો અનાજ વેચવાને માટે તારીફ લાયક ખંતીલી આગેવાનીથી એક મોટું ફંડ ઉભું કર્યું હતું. ૧૮૯૭ માં તેવણ મુંબઇ યુનીવરસીટીનાં એક ફેલો તેમજ અત્રેનાં બારાનાં એક પોર્ટટ્રસટી નેમાયા હતા. જેથી જ્યારે તેવણના દુઃખદાયક મરણની ખબર મુંબઇમાં મલતાંજ મુંબઇનાં બારાંની વાવટા કાઠીનો વાવટો તેવણનાં માનને માટે નીચે ઉતારવામાં આવ્યો હતો. એવું માન દેશીમાં પહેલા સર જમશેદજી જીજીભાઇ પછી તેવણને મલ્યું હતું. ૧૮૯૮ માં પારસીઓમાં મરકીનું ભય વીષેશ માલમ પડવાથી એક મોટું સંકટ નીવારણ ફંડ ઉભું કરયું હતું, જેના નાણાં તેવણે ઘેરે ઘેરે ફરી એકઠાં કર્યાં હતાં.

પોતાની માનીતી હવા ખાવાની જગ્યા ખંડાલા ખાતે એક ધર્મનું દવાખાનું પોતાના ખરચે સ્થાપવા ઉપરાંત તેવણ ધરમની લવજી વાડીયા ડીસપેનસરી પણ પોતાના ખરચથીજ ચલાવતા હતા. એ ઉપરાંત મરહુમ મુલ્લા ફીરોજ મદરેસામાં ઘણીક સ્કાલરસીપો આપી અથોરનાન વીદ્યારથીઓને આગલ પાડતા હતા. ધોબીતલાવની શેઠ ઇંડાવાલાની અગ્યારી બીસમાર હાલતમાં આવી પડવાથી તેવણે નવેસરથી એક નવી દરેમેહેર પોતાના મરણની માત્ર આઠજ મહીના અગાઉ પરથાવી હતી.

એ રીતે એક ઘણી ઉપયોગી અને ઉદ્યોગી જીંદગી ગુજારી મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીયા, સી. આઈ., ફકત ૫૦ વરસની ભરજવાન વયે પોતાના દેશથી દુર પરાઇ ભુમી પર, પોતાના બપાવાજીની ઘોરની નજદીકમાં ભુમીદા થયા છે. છેલ્લાં મરહુમ શેઠ નવરોજજી વાડીયા ગયેજ વરસે પોતાની તબીયતના સુધારા અર્થે પોતાની મોહોરદાર સાથ વેલાત પધારયા હતા; ત્યારે કોઇને સ્વપને પણ ખ્યાલ ન હશે કે તેવણ પાછા ફરશેજ નહીં, પણ જે તે પાક પરવરનું કરવું હશે તે બન્યા વગર હરગેજ રહેનાર નથી.

( જામે જમશેદ તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૦. )

## મરહુમ શેઠ નવરોજજી વહાડીયાના મરણ માટે ખેદ બતાવવા ગઇ સાંજે મળેલી ઘોબીતળાવના જરથોસ્તીઓની સભા.

મરહુમ સખી વજુદ અકાબર શેઠ નવરોજજી નશરવાનજી વાહાડીયા, સી. આઇ. ઈ., એ પોતાની હયાતીમાં, પોતાની ગીરોના પઈસા ખરચીને તથા કેટલીક જેહેમત ઉઠાવીને ઘોબીતળાવના લતા ઉપર અગીઆરીનું મકાન બંધાવી આપી એ લતાના લોકોને આભારી કરયાં હતાં, તેવણના અકાળ મરણ માટે ખેદ બતાવવા તથા મરનારના કુટુંબ ઉપર એક દીલાસા પત્ર મોકલવા માટે ઘોબીતળાવની જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા, ગઇ સાંજે બાઈ આવાંબાઇ અરદેશર વહાડીયાજીની દરેહમેહેરના મકાનમાં મળી હતી, જે વેળાએ આશરે ૧૦૦ જરથોસ્તીઓ હાજર થયા હતા. ખાનસાહેબ નવરોજજી બેહેરામજી સંતોકની દરખાસ્ત ઉપરથી સભાપતીની ખુરસી મી૦ મનચેરજી હોરાંગજી જાગોસને આપવામાં આવી હતી.

મી૦ મનચેરજી હોશંગજી જાગોસે પોતાને આપવામાં આવેલાં માન માટે સભાનો આભાર માની જણાવયું કે, આજની સભા દેખાડી આપે છે કે, જે સબબસર આજે આપણે અત્રે એકઠા મળયા છીયે, તે કાંઇજ નહી પણ આપણી એક આઇન અને ખરી ફરજ અદા કરવાની

છે. આપણા ટોળાના એ માનવંત સખી વજુદ, ધરમીક તથા જાહેર [illegible] [illegible] શેઠ નવરોજજી વહાડીયાએ પોતાની હઇયાતીમાં ધોબીતળાવના લતા ઉપર વસતા જરથોસ્તી-ઓના ભલાં અને સુખને ખાતર જે કાંઇ કરયું છે, તે કાંઇ આપણે ભુલી ગયા નથી તેમજ આ પણ ખુલ્લું જણાયલું છે કે મરનારે જે કાંઇ કરયું છે તે બીનસવારથે, વગર ધોંધાટે, માનપાનની કશી આશા વગર માત્ર પોતાના હમજાતીઓનું ભલું કરવાની, તેમના દુખ ટાળવાની અને તેમની સથીતી સુધારવાની એકલી નેમથીજ કરયું હતું. હું હીમતથી કહું છું કે, મરનારને જીંદગીએ જો યારી આપી હતે, તો પારસીઓના દુ:ખ, સંકટોનું તારણ કરી તેમની હાલત સુધારી તેને ચઢતે દરજજે મેલયા વગર રહેતે નહી. આ મકાનમાં આઠ માસની વાત ઉપર આપણે મરનારને માનપત્ર એનાયત કરવાને અત્રે ભેગા મળયા હતા, ત્યારે કોણુના સવપનામાં હતું કે, ટુક મુદતની અંદર તેવણ આપણને જાથુકના છોડી જશે. તેવણના મરણથી ધોબીત-ળાવનાજ જરથોસ્તીઓનેજ નહી, પણ આપણા આખા ટોળાને નહી પુરાય એવી ખોટ ગઈ છે. આપણા વચેથી શેઠ નવરોજજીના સદાના વીદાય થવાથી, ગરીબ તેમજ મધ્ય શક્તીના હમ દીનોએ પોતાનો અનદાતા, કામદાર વરગે અને પારસી પંચાયતે પોતાનો નેક રાહબર ખોયો છે. આપણે એટલીજ દુવા ચાહીશું કે, તે કીરતાર તેવણના કુટુંબને આ નહી પારેલી આફત ધીર-જથી ખમવાને શકતી આપે, બેહેસતી ગ્રહસ્થ જે સદગુણો ધરાવતા હતા તે સઘળા તેવણના ફરઝંદોમાં ઉતરે અને તેઓ પોતાના મરહુમ પીતાને પગલે ચાલીને તેવણનું નામ અમર કરે. આમીન. મી૦ જાગોસે સેવટે જણાવ્યું કે, મરહુમ શેઠ નવરોજજી વાહાડીયા જીવયા હતે, તો આ વરસે તેવણને "નાઇટ"નો ખેતાબ મળયો હતે. તેવણનું નામ અસલ ટીપમાં લખાયલું હતું. પણ તેવણ ગુજરી જવાથી પાછળથી કહાડી નાખવામાં આવયું હતું.

ડા૦ રૂસતમજી દાદાભાઈ કરંજીઆએ દરખાસ્ત કરી કે, "મુંબઈના એક નામીચા નર અને માનવંત અકાબર આનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વહાડીયા સી. આઇ. ઈ. રોજ ૬ ઠો માહા ૪ થો સને ૧૨૬૯ યઝદેજરદીને દીને ઇંગિલંડ મધે બોરનમાઉથ ખાતે ૫૦ વરસની ઉમરે મરણ પામ્યા હતા, તેવણના અકાળ મરણ માટે ધોબીતળાવના જરથોસ્તીઓની આજે મળેલી સભા પોતાની મોટી દલગીરી જાહેર કરે છે. એ મરહુમ શેઠ પારસી ટોળાના એક આગેવાન ગ્રહસ્થ હતા, જેવણથી પારસી કોમને ઘણા મોટા લાભ અને ઓહોળા ફાયદા થયા હતા. આપ મેહેનતથી વધેલા એ સાહેબે, પોતાની જાહેર જીંદગીમાં ઘણી નામના મેળવી હતી. સરકાર દરબારમાં તેમજ સંસારી કામકાજોમાં તેવણે આગેવાન ભાગ લઇ, પોતાના ટોળામાં ઘણા માનીતા થઇ પડયા હતા. તેવણ પારસી કોમની તથા જાહેર પ્રજાની સેવા બજાવવાને ઘણા તતપર રહેતા હતા. દુકાળ—મરકીના વખતમાં તેવણે ગરીબ જરથોસ્તીઓને મોટી મદદ તથા સાહયતા આપી હતી, તેમજ પોતાની ગીરોના પઈસાથી મોટી મદદ કરી હતી. એ મરહુમ શેઠે પોતાની હઈયાતીમાંજ રૂ. ૪ લાખની નાદર રકમ પારસી કોમના લાભ માટે ખરચવાને અલાહેદી કહાડી હતી. તેવા હાતમ દીલના એક નરનાં મરણથી ધોબીતળાવના જરથોસ્તીઓને મોટો ખેદ ઉપજ્યો છે. આ બનાવથી મરનારના કુટુંબને ઉપજેલા ગમમાં આ સભા અંત:કર-ણથી ભાગ લે છે અને તેમના તરફ દીલસોજી બતાવે છે." ડા૦ રૂસતમજી કરંજીઆએ જ-ણાવ્યું કે સાહેબો, સરનશીને કહયું તેમ મરનાર ગ્રહસ્થે ધોબીતળાવના જરથોસ્તીઓ ઉપર કરેલા ઉપકારનો ઉભરો બાહેર પાડવા, તથા તેવણનાં મરણથી આપણને જે દલગીરી અને ખેદ ઉપજ્યો છે તે લાગણી બાહેર પાડવા માટે આપણ અત્રે ભેગા મળયા છીયે. મરનારનાં જે કા-મોથી આ લતાના જરથોસ્તીઓને જે કાંઇ સુખ સગવડ તથા મદદ મળી છે તે આપણે ભુલી ગયા નથી. તેથી તેવા મદદગારને ખોવા માટે આપણે દલગીરીની લાગણી જાહેર કરીશું, તો

આપણે માતર આપણી ફરજ બજાવેલી ગણાશે. તેથી બીજા ધરમી તથા સખી દીલના ગ્રહસ્થો જાણશે કે, તેઓ તરફથી જે કાંઇ પ્રજા ઉપયોગી કામો થશે તે પાછળથી વીસરાઇ જવાનાં નથી, પણ હેશાનમંદ લોકો તે પાછળથી યાદ કરતાં રહેશે. હું આશા રાખું છું કે, ઉપલી દરખાસ્ત તમો એકમતે પસાર કરશો.

મી૦ પેસ્તનજી બેહેરામજી દાંત્રાએ દરખાસ્તને ટેકો આપતાં, મળડાં બીલ લારડ હેરીસના અમલમાં ધારાસભામાં રજુ થયું તે વખતે ગરીબો તરફથી મરનારે ચલાવેલી લડતનો સ્તુતી કરી હતી.

દરખાસ્ત એકમતે પસાર થઇ હતી.

દસ્તુર માણેકજી જામાસ્પજીએ દરખાસ્ત કરી અને તેને ડાકટર ફરામજી એદલજી માડને ટેકો આપયો કે, આ સભાની એવી મરજી છે કે અત્રે પસાર કરેલા ઠરાવની નકલ મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વહાડીયા સી. આઈ. ઇ. ના કુટુંબીઓ ઉપર મોકલી આપવાને સરનશીન સાહેબને સતા આપવી, અને બને તો ધોબીતળાવના આગેવાન ગ્રહસ્થોનાં એક ડેપયુટેશન સાથે સરનશીને એ ઠરાવ હાથોહાથ તેઓને પુગાડવો.

મી૦ મનચેરજી હોરમસજી જહાંગીર બનાજીએ મરહુમ શેઠ નવરોજજીના ગુણોની તારીફમાં કેટલુંક વીવેચન કરી આ સભા બોલાવનારાઓને ધયનવાદ દેતાં દલગીરી બતાવી કે, એવા માનવંતા અકાબરના મરણ માટે પારસી કોમનો દલગીરી જાહેર કરવા સારૂં સમસ્ત અંજુમનની જાહેર સભા હજી પંચાયત તરફથી બોલાવવામાં આવી નથી.

દરખાસ્ત એકમતે પસાર થઈ હતી.

મી૦ જહાંગીર રતનજી દુબાશે સરનશીનનો ઉપકાર માનવાની દરખાસત કરી હતી, જે પસાર થવા બાદ સભા વીસરજન થઈ હતી.

---

## શેઠ નવરોજી વાહાડીઆની ઇઆદગારી માટે પારસી અંજુમનની જાહેર સભા.

પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોમાંના એક મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાનાં મરણથી પારસી કોમને મોટી ખોટ ગઈ છે, જે માટે કોમ તરફની દલગીરીનો ઠરાવ અંજુમનના દફતરમાં નોધવા, મરનારનાં દુખી કુટુંબ ઉપર એક દીલાસાપત્ર મોકલવા વગેરે કામો બજાવવા માટે જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા બોલાવવાની સંખ્યાબંધ જરથોસ્તીઓએ પંચાયતના બાકીના ચાર ત્રસ્ટી સાહેબો ઉપર એક અરજી કરયાથી ત્રસ્ટી સાહેબોએ પારસી અંજુમનની એક જાહેર સભા આલબલેસ બાગમાં આવતા રવીવાર તા૦ ૧૧ મી ફેબરવારીની સાંજના ૪ાા કલાકે બોલાવવાને નકી કરયું છે, જેને લગતી જાહેર ખબર નીચે મુજબ પ્રગટ થઇ હતી :—

# જરથોસ્તી અંજુમનને જાહેર ખબર.

**સર જમશેદજી જીજીભાઇ બારોનેટ,**
**સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ,**
**શેઠ હોરમજજી એદલજી આલબલેસ,**
**શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી,**

તે પારસી પંચાએતના ધરમખાતાંઓના ફંડ તથા મીલકતોના ત્રસ્ટી સાહેબો જોગ—

**માનવંત સાહેબો,**

જત, આપણા ટોળાના જાણીતા સખીવજુદ શેહેરી તથા પારસી અંજુમનના માનવંતા ત્રસ્ટી સાહેબોમાંના એક અકાબર શેઠ નવરોજજી નશરવાનજી વહાડયા સી. આઇ. નાં ઈંગ્લંડમાં બોરનમાઉથ ખાતે રોજ ૬ ઠો ખોરદાદ અમસાસપંદ માહા ૪ થો તેસતરતીર યઝદ શેહેનશાહી તથા માહા ૫ મો અમરદાદ અમસાસપંદ કદીમ સને ૧૨૬૯ યઝદેજરદી અને તા૦ ૧૯ મી ડીસેમબર સને ૧૮૯૯ ને દીને નીપજેલાં અકાળ અને દુઃખદાયક મરણથી પારસી કોમને જે મોટી ખોટ ગઈ છે, તેને માટે કોમ તરફની દલગીરીનો ઠરાવ અંજુમનનાં દફતરમાં નોધવાનો તથા મરહુમના દુખી કુટુંબ ઉપર એક દીલાસા પત્ર મોકલવાનો યોગ્ય ઠરાવ કરવાને આપણી કોમની એક જાહેર સભા તમો અકાબર સાહેબોની સગવડના એક દીવસે બોલાવવાની અમે નીચે સહી કરનારાઓ તમોને નમનતાઇભરેલી અરજ કરીએ છીયે, જે ઉમેદ છે કે તમો સાહેબો બહાલ રાખશોજી.

રોજ ૫ મો અસપંદારમદ અમસાસપંદ માહા ૫ મો અમરદાદ અમસાસપંદ અને માહ ૬ ઠો શહરેવર અમસાસપંદ કદમી સને ૧૨૬૯ યઝદજરદી.

---

આપણા ટોળાના ઘણાક આગેવાન ગ્રહસ્થોએ ઉપર પ્રમાણે કરેલી અલતેમાસને માન આપી જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા રોજ ૩૦ મો માહા ૫ મો શેહેનશાહી, માહા ૬ ઠો કદમી સને ૧૨૬૯ યઝદેજરદી તા૦ ૧૧ મી ફેબરવારી સને ૧૯૦૦ ને વાર રવેઉને દીને પાછલા પોહોરના કલાક ૪–૩૦ ને અમલે મરહુમ શેઠ એદલજી ફરામજી કરાણીના "આલબલેસ બાગ" મધે બોલાવ્યે છીયે તેમાં સરવે જરથોસ્તી સાહેબોએ મેહેરબાનો કરી સામેલ થવાની તસ્દી લેવીજી.

સેવકો,

**જમશેદજી જીજીભાઇ,**
**દીનશાજી માણેકજી પીટીટ,**
**હોરમજજી એદલજી આલબલેસ,**
**જમશેદજી ખરશેદજી જમશેદજી,**

પારસી પંચાયતના ધરમખાતાંઓના ફંડ તથા મીલકતોના ત્રસ્ટીઓ.

(જામે જમશેદ તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૦.)

## મરહુમ આ૦ મી૦ નવરોજજી નશરવાનજી વહાડયાનાં મરણ માટે દલગીરી બતાવવાને મળેલી પારસી અંજુમનની સભા.

મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વહાડયા, સી. આઈ. ઈ., નાં અકાળ અને દુઃખદાયક મરણથી પારસી કોમને જે મોટી ખોટ ગઈ છે, તે માટે કોમ તરફની દલગીરી જાહેર કરનારો ઠરાવ પારસી અંજુમનનાં દફતર ઉપર નોંધવા, અને મરહુમ ગ્રહસ્થનાં કુટુંબ ઉપર એક દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ કરવા માટે સમસ્ત અંજુમનની જાહેર મોટી સભા ગઇ સાંજે ૪॥ કલાકે આલબલેસ બાગમાં મળી હતી. સભામાં હાજર રહેલાઓમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર નાઇટ, શેઠ હોરમસજી એદલજી આલબલેસ, આનરેબલ મી૦ બમનજી દીનશાહ પીટીટ, શેઠો જમશેદજી ખરશેદજી જમશેદજી તથા મેરવાનજી મનચેરજી કામા, સમશુલ ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદી, સમશુલઓલમા દારાબ દસ્તુર પેશોતન સંજાના, ખાનબહાદુરો બહમનજી બેહરામજી પટેલ, દારાશાહ રતનજી ચીચગર, ધનજીશા દાદાભાઇ કરાકા, બેહેરામજી દાદાભાઇ રેજીસ્ત્રાર તથા ફીરોઝ હોશંગ દસ્તુર, ડાકટરો કાવસજી હોરમસજી, અરદેશર દાદાભાઈ મોદી, ટેમુલજી ભીખાજી નરીમાન, કાવસજી એદલજી દાદાચાનજી, કેખુશરો મનચેરજી હીરામાણેક, દીનશાહ બમનજી માસ્તર, જહાંગીર ખરશેદજી લીલાંઉવાળા, બરજોરજી હોરમસજી દાંત્રા, મેસરસ બેહેરામજી નશરવાનજી સીરવઇ, રૂસ્તમજી નાનાભાઈ બેહેરામજી જીજીભાઈ, ડોસાભાઈ દાદાભાઈ આલબલેસ, નાનાભાઇ ધનજીભાઈ બનાજી, નવરોજજી જહાંગીર ગામડીયા, જમશેદજી બમનજી વહાડયા, મનચેરજી એદલજી મારીસ, દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર, જહાંગીરજી બમનજી પીટીટ, દીનશા દોરાબજી મીસ્ત્રી, મેરવાનજી ફરદુનજી મરઝબાન, ખુરશેદજી મીનોચેહેરજી કટેલી, હોરમસજી મનચેરજી કામા, ફરામજી દોરાબજી પાંડે, હોરમસજી દાદાભાઈ, ફરામરોજ રૂસતમજી જોશી, ફરદુનજી જમશેદજી પારખ, દાદી નશરવાનજી દાદી, દીનશાહ મનચેરજી પંથકી, કેખુશરો નવરોજજી કાબરાજી, રૂસ્તમજી ધનજીભાઇ શેઠના, લીમજી નવરોજજી બનાજી, જીવાજી દી. ગાંધી, નશરવાનજી રતનજી પારખ, જમશેદજી ખરશેદજી કામા, દીનશાહ સોરાબજી મોદી, આદરજી જીવણજી ડેપ્યુટી, મેરવાનજી ધનજીભાઈ જીજીભાઈ, રૂસ્તમ ડી. એન. વહાડયા, પાલણજી ફરામજી મેહેતા, નશરવાનજી હીરજીભાઇ પટેલ, વગેરે હતા.

નામદાર અકાબર સર જમશેદજી જીજીભાઇએ જણાવ્યું કે, આપણા ટોળાના ઘણાક અગેવાન ગ્રહસ્થોએ પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબો ઉપર મોકલેલાં રેકવીઝીશન ઉપરથી આ સભા બોલાવવામાં આવી છે. આપણા સેક્રેટરી સાહેબ સમશુલઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ રેકવીઝીશન તમો સનમુખ વાંચી સંભળાવશે.

સમશુલઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ, આશરે ૧૪૦૦ પારસી ગ્રહસ્થોએ મોકલેલું અંજુમનની સભા બોલાવવાની ત્રસ્ટીઓને અલતેમાસ કરનારૂં રેકવીઝીશન વાંચી સંભળાવ્યું હતું.

### સર જમસેદજી જીજીભાઈ બારોનેટનું ભાશણ.

નામદાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટે જણાવ્યું કે મીજલસના સાહેબો, આજે આપણે એક ભલા, ઉદયોગી અને પરમારથી ગ્રહસ્થનાં માનમાં ભેગા મળયા છીએ. મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાની જીંદગીની વીગતવાર હકીકતોથી તમો સાહેબો વાકેફગાર છો. તે હકીકત એક ચીજ આપણા મનમાં ઠસાવે છે, અને તે એ કે મરહુમ શેઠ નવરોજજી એક

જાતી મેહેનતથી વધેલા ગ્રહસ્થ હતા. નાની વયથી ઉદયોગ અને ખંત એક માણસની હાલત આસતે આસતે કેટલી ચહડતી કરે છે, તેનો દાખલો એવણની જીંદગી ઉપરથી મળે છે. હાલના વખતમા ઘણીકવાર કહેવામાં આવે છે કે આપણા પારસી જવાનો અંગબળ વાપરવું પડે એવાં કામોમાં પડવાને પછાત રહી કલમ ઘસડવાનાં કામ તરફ વધારે ભાવ દેખાડે છે. એવા જવાનો સનમુખ શેઠ નવરોજજી વહાડયાની જીંદગી એક નકલ કરવા જોગ દાખલો ધરે છે. એઓએ ધારણ કરેલા "મોટો" ના કીમતી શબદો મુજબ અમલ કરી તેવણ ખોદાની મેહેરથી આબાદ અને ચહડતી હાલતે પુગા હતા, અને તે હાલતમાં આવી તેવણ પોતાના ટોળાના ઘણાકોને ઉપયોગી થતા હતા. ખંત અને ઉદયોગ જે બચપણથી એવણના જાતી ગુણો થઈ પડયા હતા, તે મોટી ઉમરે પોતાના ટોળાના અને પોતાનાં શેહેરના લાભો માટેનાં ઘણાંક ઉપયોગી કામોમાં એઓ વાપરવા લાગા, અને જે કામો પોતે હાથ ધરતા તે ફતેહમંદી સાથે સરંજામ પુગાડતા હતા, એવણની જીંદગી આપણા જવાનોને જે કીમતી બોધ આપે છે તે એકેએક માણસ ફકત કલમની મદદથી અથવા સાહીતય સંબંધી કામોમાં પડવાથીજ કીરતીની નોકે પહોંચી શકે છે એમ નથી, પણ જો તે ચાહે તો પોતાનાં અંગને મરોડી યંત્ર કળા વગેરે હુનરોનાં કામથી પણ કીરતી મેળવી શકે. આવા હાથના હુનરોની કેળવણીના વધારા માટે આપણી 'ટેકનીકલ કાલેજના એક ઉમંગી સેક્રેટરી તરીકે મરહુમ વહાડયાજીએ એક ઘણો ઉમંગી ભાગ લીધો હતો. પોતાના ટોળા માટેનાં ભલાંની જે કાળજી એવણે પોતાની જીંદગીમાં અને ખાસ કરી તેનાં છેલ્લાં પાંચ સાત વરસ એવણ ઘણી દેખાડતા હતા, તે કાળજીનાં પરીણામ તરીકે આપણ જોઇયે છીયે કે એવણ સાહેબે પોતાનાં વસીયતનામામાં રૂ૩॥ લાખની નાદર રકમ પારસી ટોળાનાં ભલાં કાજે આપી છે. જે ભલી નેમથી એવણે પોતાના પારસી ભાઇઓ ઉપર પોતાની જીંદગીમાં ઉપકાર કરયો હતો, તેજ ભલી નેમથી પોતાનાં મરણ બાદ પણ એવણે ઉપકાર કરયો છે. આપણા નાના ટોળાએ આ છેલ્લાં બે વરસમાં ઘણા ભલા અને ટોળાને ઉપયોગી શખસો કમનસીબે ખોયા છે, તેઓની ટીપમાં શેઠ નવરોજજી વહાડયા જેવા એક ઉપયોગી નરનાં મરણથી વધારો થયો છે. એ પ્રસંગ આપણી સરવેની દીલસોજી મરનારનાં વીધવા બાઈ જરબાઇ તથા તેવણના બેટાઓ તરફ છે, કે ખોદાતાલા તેઓ ઉપર પડેલું દુઃખ હીમત અને સબુરીથી ખમવાને તેઓને શકતીવાન કરે. પહેલી દરખાસત રજુ કરવાને હું સર જહાંગીર કાવસજી રેડીમનીને ફરમાસ કરૂં છું.

## સર જહાંગીર કાવસજી રેડીમનીનું ભાશણ.

સર જહાંગીર કાવસજી જહાંગીર રેડીમનીએ દરખાસ્ત કરી કે, "શેઠ નવરોજજી નશરવાનજી વહાડીયા, સી. આઈ. ઇ., જેવણ રોજ ૬ ઠો માહા ૪ થો શેહેનશાહી સને ૧૨૬૯ યઝદેઝરદી, તા૦ ૧૯ મી ડીસેમબર સને ૧૮૯૯ ને વાર મંગળને દીને ૫૦ વરસની ઉમરે ઇંગ્લંડમાં બોરનમાઉથ ખાતે હક થયા છે, તેવણનાં દુઃખદાયક મરણ માટે જરથોસ્તી અંજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે. આ શેહેરમાં એલ્લમ હુનરનો વધારો કરવામાં એવણ સાહેબે આગેવાન ભાગ લીધો હતો. સઘળી કોમોના સામાનય લાભોનાં કેટલાંક કામો ઉપરાંત પારસી ટોળાના લાભોનાં ઘણાક કામોમાં એવણ સાહેબે ઘણો ઉલટમંદ ભાગ લીધો હતો. પોતાની હયાતીમાં એવણે પારસીઓને લગતાં કેટલાંક ધરમના કામોમાં નાણાંની સારી મદદ કરી હતી, અને તેમાં પારસી પંચાયતનાં ફંડોમાં રૂ૨૧૦૦૦) ની રકમ આપી હતી. વળી પોતાનાં વસીયતનામામાં પારસીઓના લાભ કાજે રૂ૩૫૧૦૦૦ ની નાદર રકમ આપવાનું ફરમાવી એવણ સાહેબે પોતાના ટોળા તરફ ભલી લાગણી દેખાડી છે. એવા એક ઉદયોગી, ટોળાનાં ભલાં માટે દીલસોજી દેખાડનાર, અને સખીવજુદ ગ્રહસ્થને ખોવા માટે અંજુમનની

આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે અને પોતાના સરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટને અરજ કરે છે કે આ ઠરાવની એક નકલ પારસી પંચાયતનાં ધરમના ફંડો તથા મીલકતોના ત્રસ્ટી સાહેબો ઉપર અંજુમનનાં દફતરમાં નોધવા માટે મોકુલાવવી અને એક એક નકલ મરનારનાં વીધવા બાઇ જરબાઈ નવરોજજી નશરવાનજી વહાડયા ઉપર અને વડા બેટા શેઠ ખરશેદજી નવરોજજી નશરવાનજી વહાડયા ઉપર એક ઘટતાં પત્ર સાથે મોકલાવવી."

સર જહાંગીરે જણાવ્યું કે આજે આપણે એક ભલા અને ઉદયોગી ગ્રહસ્થનાં અકાળ મરણથી આપણી કોમને ગયલી ખોટ માટે દલગીરી બતાવવા ભેગા મળયા છીયે. મરહુમ શેઠ નવરોજજી વહાડયાની જીંદગીનો જે વીગતવાર હેવાલ સર જમશેદજીએ આપયો છે, તે પછી હું વધારે બોલવા માંગતો નથી. અગરજો મોતે મરહુમ શેઠ નવરોજજી વહાડયાને આપણા વચેથી છીનવી લીધા ન હતે, તો આપણી કોમ માટે હજી ઘણાંક વધુ સારાં કામો કરીને વહાડયાજીનાં નામને જેબ આપતે. તેવણ વધારે વખત જીવતે, તો ખચીતજ પોતાની મેહેનત, ઉદયોગ તથા ચંચળાઈથી મેળવેલી દોલતનો એક ભાગ પોતાની કોમના તથા પરકોમના લાભો માટે સખાવતમાં આપ્યો છે, તેમાં તેવણ વધારો કરતે. તમો સાહેબોએ જોયું છે કે, મરનારે ૩૩૫૦૦૦૦ ની રકમ આપણી કોમના લાભનાં કામોમાં આપી છે, તેથી જરથોસ્તી ભાઇઓની ફરજ છે કે, એવા સખાવતી નરનાં મરણ માટે દલગીરી જાહેર કરવી અને તેવણનાં કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવો. હું આશા રાખુછું કે, આ દરખારત તમે એકમતે પસાર કરશો.

## આનરેબલ શેઠ બમનજી દીનશાહ પીટીટનું ભાશણ.

આનરેબલ શેઠ બમનજી દીનશાહ પીટીટે જણાવયું કે, સરનશીન સાહેબ તથા ગ્રહસ્થો, ઉપલી દરખાસ્તને ટેકો આપતાં મારી તરફથી કશી પણ લાંબી સીફારસની જરૂર નથી, કારણ મરહુમ નવરોજજી વહાડયાનાં નામ તેમજ નેક કામોથી સઉ કોઇ પુરતી રીતે માહીતગાર છે. તોપણ મરહુમની કીર્તીવંત કારકીર્દી દરમ્યાન એવણના અનેક પ્રકારના સદગુણોમાં વધુ પ્રકાશી નીકળેલા ગુણો ઉપર થોડું ઘણું વીવેચન કરવા માગું છું. મરહુમની કીર્તીનો મુળ પાયો એવણનું આપબળ તથા ખંતીપણું હતાં, જેની રૂએ એક નજીવા ઓધા ઉપરથી રફતે રફતે વધીને મોટા અધીકાર તેમજ માન મરતબાની ટોંચ સુધી પુગવાને શકતીવાન થયા હતા. મરહુમની આ ખુબીઓ જેટલી આપણાં વખાણને લાયક છે, તેટલીજ ઉધરતા જવાનોને બોધકારક છે. પોતે ઉંચે દરજજે ચહડયા અને પઇસે પુર થયા, તેની ખુશાલીમાં આવી જઇને બીજાઓને મદદ કરવાની પોતાની ફરજમાં એવણ પાછળ પડયા ન હતા. પોતાની તેમજ પારકી કોમના લાયક જવાનોને એલમ હુનર અખતયાર કરવાનાં સાધનો પુરાં પાડવામાં તેવણ ઘણી કાળજી રાખતા હતા. એક દેશની આબાદી એલમ હુનરોની ખીલવણીમાં મરહુમ પુરેપુરી સમજતા હતા. તેજ કારણને લીધે ટેકનીકલ કાલેજ જયારથી ઉભી થઇ, ત્યાર્થી તે એવણનાં મરણ સુધી તેના આનરરી સેક્રેટરી તરીકે મરહુમ ઘણો અગત્યનો તથા આગેવાન ભાગ પુર ઉમંગથી લેતા હતા. સામાન્ય પ્રજા લાભ સાચવવા ઉપરાંત પોતાના હમજાતીઓની હાજતો પુરી પાડવામાં મરહુમ બહુ ખંતી હતા. ગરીબ જરથોસ્તીઓને ઉદયોગી બનાવવામાં, તેમને કેળવણીનાં રૂડાં ફળ ચખાડવામાં, મરકી તથા દુકાળના બુરા હીંગામોમાં ખાધખોરાકી પુરી પાડવામાં, તેવણે પોતાની હઈયાતીમાં લગભગ ૧।।। લાખની મોટી રકમ ખરચી નાખી હતી. તેમજ પોતાનાં મરણ બાદ પોતાના કમનસીબ હમજાતીઓની મુશકેલીઓ દુર કરવાના હેતુથી ૨૩।। લાખની બાદશાહી રકમ મરહુમ મુકી ગયા છે. મુંબઇમાં ચાલતી જીવલેન મરકીના દુઃખદાયક અનુભવપરથી મરહુમનું ધ્યાન વચલે વાંધેના જરથોસ્તીઓ માટે સુખાકારીભરયાં મકાનો

બંધાવી આપવા તરફ ગયું હતું. કમનસીબે તે શુભ કામ હાર પાડવાને જાલમ મોતે એવણને યારી આપી નથી, તોપણ જે ગંજાવર રકમ એવણ પારસીઓના લાભ અરથે વાપરવા ફરમાવી ગયા છે, તેમાંથી એ અગતયની હાજત પુરી પાડવામાં આવશે, એવી આપણે આશા રાખ્યે છીયે. મરહુમની જાહેર કારકીરદી જગ આશકારા છે. એવણની ટુક જીંદગીમાં અનેક જાહેર હીલચાલોમાં એવણે આગેવાન ભાગ લીધો હતો. એક મ્યુનીસીપલ કાઉનસીલર તરીકે, એક પોરટ ટ્રસ્ટી તરીકે, ગવરનરની ધારાસભાના એક સભાસદ તરીકે, તેમજ પારસી પંચાયતના એક ટ્રસ્ટી તરીકે, મરહુમે પોતાના બોહોળા અનુભવ તેમજ ઉંચી બુધીથી પ્રજા તેમજ પારસી- ઓની કીમતી સેવાઓ બજાવી છે. આવા એક નરનું અકાળ મરણ એક ખરેખરી જાહેર અને નહી પુરી શકાય એવી ખોટ છે. પારસીઓએ એક કીમતી મદદગાર તથા ભલો મીત્ર ખોયો છે, તથા તેઓપર થોડા અરસામાં પડેલી ઉપરાસાપરી આફતોમાં એક મોટો ઉમેરો થયો છે. મરહુમ નવરોજજી વહાડયાએ ઘણું કરયું છે અને જો જીંદગી યારી આપતે તો હજી એવણ ઘણું કરતે. પણ કમનસીબે જાલમ મોતે એક કીરતીવંત અને ઉપયોગી જીંદગીને કવખતે સદાની બુજાવી નાખી છે.

## ડાકટર કાવસજી એદલજી દાદાચાનજીનું ભાશણ.

ડાકટર કાવસજી એદલજી દાદાચાનજીએ જણાવ્યું કે મરહુમ શેઠ નવરોજજી વહાડયા જરથોસ્તીઓનાં મરણ વખતનાં અરસપરસના લાભનાં ફંડના સરનશીન હતા. એ ફંડના સેક્રેટરી તરીકે હું તેવણના નીકટ સંબંધમાં આવ્યો હતો. તે દરમ્યાન મને મળેલા જાતી અનુભવ ઉપરથી હું કહી શકું છું કે મરહુમ શેઠ નવરોજજી વહાડયા, મધ્યમ તથા ગરીબ વર- ગના પારસીઓ તરફ અત્યંત દીલસોજી બતાવતા હતા, તથા તેઓનાં ભલાં માટે બહુ કાળજી રાખતા હતા. હું તેવણની મુલાકાત લેતો ત્યારે મને અનેક સવાલો કરતા કે મધ્યમ તથા ગરીબ વરગના પારસીઓની હાલત સુધારવા માટે શા ઇલાજો લેવા જોઇયે છે હું તેવણને જણાવતો કે સાહેબ એ કામ બહુ મુશકેલ છે. પણ તેવણ અનેક કારણો તથા ઇલાજ બતાવી એ મુશકેલી દુર કરી દેખાડતા હતા. મરનારનાં મરણના સમાચાર મુંબઇમાં મળ્યા તે વખતે મને એક હીંદુ સાથે વાત થતાં તેણે મને જણાવ્યું કે હા, મરહુમ શેઠ નવરોજજી વહાડયાનાં મરણથી ખોટ ગઇ છે ખરી, પણ એવણ તો પારસી કોમ માટેજ જીવતા હતા અને મરતી વખતે પણ તેવણ પારસી કોમનુંજ ભલું કરી ગયા છે. આ ઉપરથી તમો સાહેબો જોશો કે, મરહુમ શેઠ નવરોજજી વહા- ડયાએ પોતાની કોમ માટે કેટલાં ભલાં કામો કરયાં હતાં, જેથી તેવણ પરકોમની અદેખાઈ વટીક ઉસકેરી શકયા હતા. મેં તેને જવાબ આપ્યો કે, હા, ખરૂં છે કે મરનાર પારસી કોમનાં ભલાં માટે બહુ દાઝ ધરાવતા હતા, પણ બીજી કોમોનાં ભલાં માટેની તેવણની કાળજી કાંઇ ઓછી ન હતી. દાખલા તરીકે ટેકનીકલ કાલેજ જુવો, જેના સેક્રેટરી તરીકે તેવણે કેવી અમુલ્ય સેવા બજાવી, એ ખાતાંને હાલની આબાદ હાલત ઉપર લાવી મેલ્યું છે? બીજો દાખલો મ્યુનીસીપલ કારપોરેશનનો લેવો. એ મંડળમાં તેવણ સરકારના પ્રતીનીધી તરીકે બીરાજતા હતા, છતાં કર ભરનારાઓના લાખો રૂપીઆ તેવણ બચાવી ગયા છે. જમીનનાં પેટાંમાં જમાવ થયલાં પાણીની વ્યવસ્થા કરનારી લાખોના ખરચની યોજના મ્યુનીસીપલ એનજીનીયર મી૰ સમીથે રચી હતી. મરનારે અભીપ્રાય આપયો હતો કે, એ યોજના તદન નકામી છે. સરકારી ઈજનેર મી૰ વીલ- કોક્ષ, તથા પોરટ ટ્રસ્ટના સરનશીન આ૰ મી૰ બરકે, મી૰ સ્મીથવાળી યોજના પસાર કરવાની હીમાયત કરી હતી. સર જયોરજ કાટન જેવા ગ્રહસ્થે પણ મી૰ સ્મીથવાળી યોજનાની તરફ- દારી કરી હતી અને તે બહાલ રાખવાની ભલામણ કરી હતી. પણ કારપોરેશને મરહુમ શેઠ નવરોજજી વહાડયાના અભીપ્રાય તરફ માન બતાવીને મી૰ સ્મીથની યોજના એકદમ બહાલ ન

રાખતાં અનુભવી એનજીનીયર મી૦ સાનટો ક્રીપને સલાહ આપવા માટે બોલાવ્યા. તેવણની સાથે થયલી મસલતનાં પરીણામમાં મી૦ સાનટો ક્રીપે મી૦ સ્મીથની યોજના તદન નકામી ઠરાવી છે. એ રીતે આ સવાલના સંબંધમાંજ મરહુમ શેઠ નવરોજજી વહાડયાની કાબેલીયતભરી સલાહનાં પરીણામમાં મ્યુનીસીપાલીટીને રૂપીઆ ૮ લાખથી રૂપીઆ ૧૦ લાખનો ફાયદો થયો છે. ત્રીજો દાખલો મુળ કેળવણીની શાળાઓનો લેવો. મરહુમ ગ્રહસ્થ જોઈંટ સ્કુલ્સ કમીટીમાં જોડાયા, તે વખતથી તેવણનું ધ્યાન શાળાઓની ઇમારતો ઉપર ગયું હતું. તેવણે જોયું કે એ ઇમારતો સુખશાંતીના બાબમાં બહુ કંગાળ હાલતમાં છે. તેવણે તે ઉપર સરકારનું ધ્યાન ખેંચયું, જેનાં પરીણામમાં નામદાર ગવનરે મુળ કેળવણીની શાળાઓની મુલાકાત લીધી હતી, અને મુળ કેળવણીની શાળાઓનાં મકાનોની હાલત સુધારવા માટે કારપોરેશનને કહાડેલી રકમમાં રૂ૫૦૦૦૦ ની રકમ આપી હતી. મુંબઇ શેહેર સુધારવા માટે જે ત્રસ્ટ નેમાયું છે, તે સંબંધ ગલાસગો શેહેરનાં એવાજ પ્રકારનાં ત્રસ્ટની ગોઠવણો તથા કામોનો મરનારે અભ્યાસ કરયો હતો, અને તેને લગતાં ચોપાનીઆંઓ, પુસ્તકો વગેરે લાવી, તે ઉપર લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચવા માટે તે તેમના ઉપર મોકલી આપ્યાં હતાં. એ ચોપાનીઆંઓની પહોંચ તેઓએ ઉપકાર સહીત સ્વીકારી હતી. નામદાર ગવરનર લારડ સેંડહરસટે, મરનારને જણાવ્યું હતું કે તમારા જેવા લાયક ગ્રહસ્થ ત્રસ્ટની બોરડમાં જોડાશે, તો તેનું કામ ફતેહમંદીથી હાર પાડી શકાશે. પણ મરનાર ગ્રહસ્થે પોતાની નાદરૂરત તબીયતને લીધે એ ઓધો સ્વીકારવાને ના પાડી હતી. તમો સાહેબો જોશો કે, મરનાર શેઠ નવરોજજી વહાડયાએ પારસી કોમના લાભ માટે ઘણાં કામો કરયાં છે ખરાં, પણ તેમ બીજી કોમોના લાભ માટે તેવણે કાંઇ ઓછાં કામો કરયાં નથી. ગરીબ અને મધ્યમ વરગના પારસીઓના લાભો માટે તેવણે પોતાનાં તન, મન અને ધનથી કામ કરેલું છે. પારસી પંચાયતના ત્રસ્ટી તરીકે કહો, દુકાળ વખતે ગરીબો સારૂં સસતો અનાજ વેચનારી દુકાનો ઉભી કરી આપી તેમનું સંકટ નીવારણ કરનારા રક્ષક તરીકે કહો, જરથોસ્તીઓનાં મરણ વખતે અરસપરસનો લાભ જાળવનારાં ફંડના સરનશીન તરીકે કહો, કેળવણીના ફેલાવાના હીતારથી તરીકે, તેમજ ગરીબ વીદયાર્થીઓને ચોપડી, સ્કાલરસીપ, યા ઇનામ આપનાર ઉતેજક તરીકે તેવણ પોતાનું નામ અમર મુકી ગયા છે. ગરીબ અને મધ્યમ વરગના પારસીઓ માટે બે યોજનાઓ મરનારના મનમાં ભમયા કરતી હતી. તે તેઓને માટે સારાં, હવા ઉજાસવાળાં તથા સુખાકારી ભરયાં સસતાં મકાનો બંધાવી આપવાની હતી. તે કામ માટે ચરનીરોડ તરફની પંથકીની વાડી લેવાનો ઠરાવ પણ થઇ ચુકયો હતો. વળી ચોપાટીની ચોકીની સામેનો ખાલી જમીનનો કટકો ખરીદી લેવાનો પણ મરનારે વીચાર કરયો હતો. બીજી યોજના એવી હતી કે ગરીબ અને મધ્યમ વરગના પારસીઓની હાલત વીશે તપાસ ચલાવી, તેમની દલીદરતાનાં કારણો શોધી કહાડી તે દુર કરવાના ઇલાજો લેવા. પણ મરનારનું અકાળ તથા દુઃખદાયક મરણ નીપજવાથી એ સઘળી ઉમેદો ભ્રસ્ટ થઇ છે. એવા ગ્રહસ્થનાં મરણ માટે દલગીરી જાહેર કરવાની આપણી ફરજ છે.

મત લેતાં દરખાસ્ત પસાર થઈ હતી.

## મરનારની યાદગારી કાયમ રાખવાની હીલચાલ.

મી૦ મેરવાનજી ફરદુનજી મરઝબાને દરખાસ્ત કરી કે, "જરથોસ્તી કોમના આગેવાન અને આબરૂદાર ગ્રહસ્થોએ કરેલી એલતેમાસને માન આપીને પારસી પંચાયતનાં ધરમખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ત્રસ્ટી સાહેબોએ આ સભા બોલાવી તે માટે આ સભા તે સાહેબોનો

ઉપકાર માને છે." તેવણે જણાવ્યું કે, શેહેરમાં એવી ચરચા થઇ છે કે મરનારનાં મરણ માટે દલગીરી બતાવવાને અંજુમનની સભા બોલાવવામાં આવી છે, પણ તેવણની યાદગારી કાયમ રાખવાને કશા ઇલાજો લેવામાં આવ્યા નથી. પણ હું જણાવવાને શક્તીવાન છું કે, મરનારના દોસ્ત આસનાવો તરફથી એવી હીલચાલ થાય છે, જેથી મરનારની યાદગારી પણ જાળવી રાખવામાં આવશે.

મી૦ જમશેદજી બમનજી વહાડયાએ દરખાસતને ટેકો આપ્યો હતો, જે મત લેતાં પસાર થઈ હતી.

ખા૦ બા૦ બેહેરામજી દાદાભાઈ રેજીસ્ટ્રારે દરખાસ્ત કરી કે, "અંજુમનની આ સભા ભરવા માટે 'આલબલેસ બાગ' નું આ મકાન તેના માલેકોએ વાપરવા આપ્યું તે માટે આ સભા તે માલેક સાહેબોનો ઉપકાર માને છે."

મી૦ દીનશાહ મનચેરજી પંથકીએ તેને ટેકો આપ્યો હતો, જે મત લેતાં પસાર થઈ હતી.

મી૦ રૂસ્તમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇએ દરખાસ્ત કરી કે "અંજુમનની આ સભાના સરનશીન તરીકે મેહેરબાની કરીને બીરાજવા માટે આ સભા નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટનો ઉપકાર માને છે."

ખા૦ બા૦ ફીરોઝ હોશંગ દસ્તુરે એ દરખાસતને ટેકો આપ્યો હતો.

સમશુલઓલમા એરવદ જીવણજી મોદીએ આ દરખાસ્ત સભા સનમુખ મેલી મત લીધાં હતાં, જે પસાર થઈ હતી.

બાદ સર જમશેદજીએ સભા બરખાસ્ત કરી હતી.

